# અચલા

અનુ૦ :

જેઠાલાલ ના. ત્રિવેદી



પ્રકાશક : જીવનલાલ અમરશી મહેતા—અમદાવાદ.

'જ્ઞાનવર્ધક પુસ્તકમાળા' ૧૦૫

સ્વ. શરદચન્દ્ર ચટ્ટોપાધ્યાય

ની શૈલીની નવી નવલકથા

# અચલા

અનુવાદક

જેઠાલાલ નારાયણ ત્રિવેદી.

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"
પીરમશા રોડ; અમદાવાદ

પ્રકાશક :
જીવનલાલ અ. મહેતા
વતી: ચંદ્રકાન્ત જી. મહેતા
પીરમશાહરોડ, અમદાવાદ

મુંબઈમાં
મેસર્સ જીવનલાલ એન્ડ સન્સ
લજપતરાય રોડ, વીલેપારલે.
( મુંબઈ નં. ૨૪ )





સંવત ૧૯૯૯ : આવૃત્તિ પહેલી : સને ૧૯૪૩

કિંમત
રૂા. ૩-૮-૦

મુદ્રક :
શા. મણીલાલ છગનલાલ
શ્રી નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ,
ઘીકાંટારોડ, અમદાવાદ.

# જેઠાલાલ નારાયણ ત્રિવેદીના પુસ્તકો

સુરેખા [ રાષ્ટ્રીય નવલકથા ] ૨—૮—૦

સમ્રાટ વિક્રમ–અવંતીપતિ

[ ઐતિહાસિક મૌલીક નવલકથા ] ૨—૮—૦

સોલંકિનો સુર્યાસ્ત [ „ ] ૩—૦—૦

પાટણનો પુનરૂદ્ધાર [ „ ] ૩—૦—૦

રંભા [ સમાજિક નવલકથા ] ૧—૮—૦

પાંખડી [ કાવ્ય-પુસ્તકો ]

કાચાં ફળ [ નવલીકા સંગ્રહ ]

નયનનાં નીર [ „ ]

અચલા [ અનુવાદ ] ૩—૮—૦

— — અપ્રગટ — —

ગુર્જરેશ્વર [ સિધરાજ જયસિંહ પછીની

ઐતિહાસિક નવલકથા ] છપાશે

કુમારી સરલા અને બીજી વાતો „

કાવ્યદર્પણ [ લક્ષણ ગ્રંથ ] „

# પ્રસ્તાવના

**આ** લઘુ નવલકથામાં એક સમર્થ લેખિકાને હાથે ભારતીય નારીનાં મનોમંથનો અને વેદનાઓનું સુરેખ ચિત્રણ રજૂ થયેલું છે. નારીહૃદયની મથામણો અને વેદનાઓનો યથાર્થ ખ્યાલ તો નારીનેજ હોઈ શકે. એ દૃષ્ટિએ લેખિકાએ નારીસુલભ સમભાવ અને સરળતાથી આલેખેલાં આ નવલકથાનાં કેટલાંક ચિત્રો ખૂબ આકર્ષક લાગે છે.

અચલા, સંધ્યા અને બિન્દુમાસી આપણને નારીજીવનની એક ચિરપરિચિત છતાં નૂતન સૃષ્ટિનું દર્શન કરાવે છે. એ સૃષ્ટિ ચિરપરિચિત એટલા માટે છે કે, સમાજમાં આપણે રોજબરોજ તે સૃષ્ટિની વચ્ચે જીવીએ છીએ. પણ લેખિકાની કલમ તેને આ નવલકથામાં જે રીતે રજૂ કરે છે તે રીતે ભાગ્યેજ આપણે તે સૃષ્ટિને નિહાળીએ છીએ. સંધ્યાની તથા અચલાની ઊંડી વેદનાઓ અને મંથનો લેખિકાએ આપેલી આંખ વગર આપણામાંના બહુ થોડાજ જોઈ શકે છે. આ દૃષ્ટિએ જોતાં આ નાનકડી નવલકથા નારીજીવનની અનેક ઊંડી વેદનાઓનું એક પાસું આપણી સમક્ષ સફળતાપૂર્વક રજૂ કરે છે. પ્રણય અને લગ્નના ક્રૂર વિરોધાભાસનો ભોગ બનેલી અચલા આ નવલકથાનું મધ્યબિન્દુ છે. એના નારીસુલભ આત્મત્યાગ આગળ આપણું શીર ઝૂકી પડે છે.

આ નવલકથા બંગાળી પરથી ઉતારેલી છે. લેખિકાનું સ્થાન આધુનિક બંગાળી લેખકગણમાં મહત્વનું છે. તેમની સરળ, પ્રવાહી અને ઋજુ લેખનશૈલી સરિતાના નિર્મળ પ્રવાહની પેઠે વહ્યા કરે છે. તે ઘણી રીતે સ્વ. શરદબાબુની શૈલીનું સ્મરણ કરાવે છે. આશા છે કે, શરદબાબુનાં પુસ્તકોના અનુવાદોની માફક આ અનુવાદ પણ ગુજરાતી વાંચકવૃન્દનો યોગ્ય આદર પ્રાપ્ત કરશે.

ઇન્દોર.
એપ્રિલ, ૧૯૪૩

જેઠાલાલ ના૦ ત્રિવેદી.

# નિવેદન

આજકાલ બંગાળી અનુવાદો વાંચકોને ખુબ પ્રિય થઈ પડયા છે. દિનપ્રતિદિન વાંચકોની માગણી તેવાંજ પુસ્તકોની થયાં કરે છે. તે માગણી સંતોષવા માટે આ બંગાળની સુપ્રસિદ્ધ લેખિકા બહેનનું પુસ્તક "અચલા" અમારા વાંચક બંધુઓના કરકમલમાં રજૂ કરતાં અમને અનેરો આનંદ થાય છે.

આ લઘુ નવલકથા સાથે એક બીજી લઘુ નવલકથા સ્વ૦ બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાયની "રાધારાણી" ઉમેરવામાં આવી છે.

આ પુસ્તક અમારી "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"નું ૧૯૪૩ની સાલનું પહેલું પુસ્તક છે. તેમજ અમારા માનવંતા 'સ્ત્રીબોધ' માસિકપત્રના ગ્રાહકોને ભેટ તરીકે પણ આપવામાં આવ્યું છે. ગ્રાહકોને આ નવલકથા પસંદ પડશે, તેમજ અમારાં પ્રકાશનોમાં એક વધુ સારા પુસ્તકનો ઉમેરો થશે, એમ અમો માનીએ છીએ; અને તેમ થશે તો અમોને સંતોષ સાથે આનંદ થશે.

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"નું વાર્ષિક લવાજમ લેવામાં આવતું હતું. તે ચાલુ સાલથી બંધ કર્યું છે. તે બદલે ગ્રાહકોને પુસ્તક ૩૩ ટકા કમીશનથી આપવું તેમ નક્કી કર્યું છે.

માળાનું બીજું અને ત્રીજું પુસ્તક પણ છપાય છે.

—વ્યવસ્થાપક

卐 અ નુ ક્ર મ 卐



☆

## [૧] ગુરુ-શિષ્યા

"ગુરુ શિષ્યની આત્મીયતા એટલે જીવનનો વિકાસ."

—ભ.

અષાઢ માસની મેઘઘેરી સંધ્યાનો સમય હતો.

સવારમાં વરસાદ વરસી ગયો હતો છતાં આકાશ સ્વચ્છ થયું ન હતું. થોડીથોડી વારે વરસાદનાં ઝાપટાં પડયા કરતાં હતાં. હમણાં પણ વરસાદનું ઝાપટું પડી રહ્યું હતું.

ખુલ્લી બારી પાસે બેસીને અચલા વાજા ઉપર મલ્હારના સૂર મેળવી રહી હતીઃ—

"ઘડી ઘડી મયદાને રમ્ય આ નીલરંગી
તૃણ દલ પર છાયા વાદળોની છવાયે."

અચલા ગીતમાં મશ્ગુલ હતી. તેનો તેજસ્વી ચહેરો ગીતની લહેરે વધારે શોભતો હતો. સપ્તમ ઉપરથી ઉપાડીને આખીય લીંટીને અચલા કોમળની ઝીણી સુરાવલીમાં ઢલવતી. ને પાછી એકકને જમાવતી હોય તેમ એકાએક ચડાવી અડધે રસ્તે લીંટીને કાપી નાખતી—ને—પાછી એક ગતની સૂરાવટ વગાડી છોડી દીધેલી લીંટીને પકડી પાડતી. આમ પોતે સંગીતની મજાહમાં તલ્લીન હતી.

તેની પાસે જ સંધ્યા બેઠી હતી. સંધ્યા શિષ્યા હતી. ઘણો ઘણો પ્રયાસ કરવા છતાં બિચારી સંધ્યા અચલાના સૂર સાથે પોતાનો સૂર

મીલાવી શકતી ન હતી. આથી કોઈ કોઈ વાર સૂર 'સમમ' પર્યંત પહોંચી જતો તો કોઈ કોઈવાર વળી એકદમ બસૂરો થઈ ઘોંઘાટ મચાવતો. આમ બનતું ને સંધ્યા લજવાઈને શરમથી નીચું જોઈ જતી, ત્યારે અચલા સ્હેજ મધુરું હસતી ને ગાતાં ગાતાંજ તીરછી નજરે સંધ્યાના લજ્જાભર્યા મુખ તરફ જોઈને મંદમંદ હસતાં હસતાં ગીત બંધ કરવાની કોશીષ કરતી; પણ ત્યાં તો સંધ્યા બોલી ઊઠતી: "ના બેન ના, એવું ના કરશો. ગીત બંધ ન કરતાં. હું પછીથી શીખી લઈશ. પણ તમે ગીત એકવાર પુરું તો કરો જ મને બહુ ગમે છે."

મેઘભર્યું આકાશ—સંધ્યાનો સમય—દૂરથી મોરનો ટહુકાર; તેથી આવા સમયે ગીત બહુ જ સરસ ઉપડતું હતું, ને મન તથા પ્રાણને સ્થિર કરી દેતું હતું. સાચેજ ગીત ગાનારીના મનમાં પણ આજે ઘેરી છાયા છવાઈ રહી હતી. આથી તે મન અને પ્રાણથી એક ચિત્તને ભાવવશ બની ગીત લલકારી રહી હતી. આંગળીઓ વાજા ઉપર રમતી હતી. જાણે કે આંગળીએ આંગળી ફેરફુદડીએ ચડી!

ગાન પૂરું થયું, પણ સંધ્યા મુગ્ધપણે પ્રસંશાના ભાવથી આકૃષ્ટ બની જેમની તેમ બેસી રહી. હજી તેના અંતરમાં ધ્વનિ ઊઠી રહ્યો હતો:—

"'આવે છે રે આવે છે' એમ પૂકાર પાડે પ્રાણ,
'આવે છે રે આવે છે' એમ ઊઠે હ્રદયે તાન
હઈડે આવે, નયને આવે, વળી ગગને આવે
આ અષાઢ."

અચલા વાજું બંધ કરીને બોલી: "ગાન પૂરું થયું છતાં હજીય કાન માંડીને શું સાંભળ્યા કરે છે સંધ્યા?"

સંધ્યા નિશ્વાસ નાંખી બોલી: "ગાન તો કદી પૂરું થતુંજ નથી અચલાબેન! ગાન ધીમે ધીમે અંતરમાં પ્રવેશી છાતીમાં સળ-

વળાટ કરી મૂકે છે, ને પછી હૃદયમાં ચમકારા જગાવે છે." સંધ્યા શ્વાસ ખાવા થંભીઃ પછી થોડીવાર અચલાની સ્હામે જોઈ રહીને પછી જાણે કે અચલાના હૃદયના ભાવ વાંચતી હોય તેમ બોલી.

"હા, પણ ગાયક કે ગાયિકા તમારા જેવાં હોય ત્યારે જ એ બની શકે. ખરેખર, તમારો કંઠ અજબ છે હો! આવું સુંદર મધુર ગાન શી રીતે ગાઓ છો તેનો જ હું તો વિચાર કર્યા કરું છું."

અચલા હસીને બોલીઃ "જેને જે વ્હાલું હોય તેની બધી જ વાતો વ્હાલી લાગે. તમને હું પ્રિય છું, તેથી મારી બધી જ બાબતો તમારે મન પ્રિય લાગે છે. ગમે તેમ, એ બધી વાત પછીઃ પણ તમે હજી કાંઈ આગળ વધ્યાં નથી એની મને બહુ જ ચિંતા થાય છે. કેટલા માસથી હું રોજેરોજ આવ્યા કરું છું! કેટલીય મહેનત લઉં છું પણ કોણ જાણે કેમ સફળતા નથી મળતી. મારી બધી જ કોશિષ નકામી જાય છે. આમ દર મહીને મફતના સાઠ રૂપિયા મને આપવાનો શો અર્થ... ?"

અચલાનું મુખ દાબી દઈને વ્યગ્ર બની સંધ્યા બોલી ઊઠીઃ "અચલાબેન! એવી વાત ન કરશો. જો એવું બોલશો તો હું તમારી સાથે જીવનભરના કટ્ટા કરીશ, એ વાત મેં તમને પહેલેથી જ કહી રાખી છે. વળી મેં કહ્યું છે કે, મને હજી એક વર્ષની મુદત આપો હું તેટલા વખતમાં સંગીત શીખી લઈશ!"

હથેળીમાં ગાલ ટેકવી વિસ્મિતભાવે અચલા બોલીઃ "એજ થયું ને! સાત માસ ચાલ્યા ગયા છતાં હજી 'સા રે ગ મ' પણ શીખી શક્યાં નથી! ને એક વર્ષ તો શું પણ તમને દશ વર્ષની મુદત આપવા છતાંય તમે સંગીત શીખી શકશો કે નહિ તેની મને શંકા રહે છે. મને તો ખાત્રી થઈ ગઈ છે કે, મારી પાસે તો તમે નહિ જ શીખી શકો. હું શિરીષબાબુને કહીશ કે તે બીજો 'ટિચર' રાખી લેવાની ગોઠવણ કરે. એવો 'ટિચર' લાવે કે જે નેતરની

સોટી વડે તેની શિષ્યાને ઠેકાણે લાવી શકે. મારાથી કંઈ એ બનવાનું છે?" ને અચલાએ સહેજ આંખ ઝીણી કરી—જે રીતે સ્ત્રીઓ આંખ ઝીણી કરી નેત્રથી વાતો કરે છે તેમ–મશ્કરી કરતી હતી તેમ સૂચવ્યું.

સંધ્યા કિલકિલાટ કરતી હસી પડી.

ખોટી ભ્રૂકુટિ ચઢાવી અચલા બોલી: "હસવામાં તો શૂરાં છો. મારી સામે આમ હસવું એ કેટલું અયોગ્ય છે, તેનો તો જરા વિચાર કરી જુઓ!"

હાસ્યને મહામહેનતે દાબીને સંધ્યા વિનયપૂર્વક કહેવા લાગી: "હા, તે તો સમજી અચલા બેન! પણ તમે તેમને આવું કહેશો છતાં તમને છોડશે કે નહિ તેનો વિચાર કરતાં જ મને હસવું આવી ગયું. તે તો એમ પણ કહેતા હતા કે..."

સંધ્યા બોલતી અટકી ગઈ તે પરથી અચલા બોલી: "પણ પછી મને કામ વગર રાખશે શા માટે?"

સંધ્યા બોલી: "ભલે તમે તેમને કહેજો, ત્યારે હું પણ કહીશ કે, આમ હું અત્યારે જે 'સા રે ગ મ, શીખવા પ્રયાસ કરું છું તે પણ પછી તો છોડી જ દઈશ."

ગંભીર ભાવથી અચલા બોલી: "તું બહુ દુષ્ટ છોકરી છે. તને શિક્ષા કરવાની ખાસ જરૂર છે. મારી પાસે અત્યારે નેતરની સોટી નથી તેથી જ તું બચી જાય છે. ઠીક, જરા આ બાજુ આવ તને જરા ખબર પાડી દઉં. તારો કાન જરા આ તરફ લાવ જો!"

સંધ્યાએ આનાકાની વગર પોતાનો કાન આગળ ધર્યો. અને બોલી: "પણ અચલાબેન, મારા કાનને ઈજા થયેલી છે માટે જરા આસ્તેથી પકડજો."

સંધ્યાને શિક્ષા કરવા જતી અચલાએ તેની ગરદન પકડીને સંધ્યાને પોતાના હૈયા આગળ ખેંચી લીધી. તેના સુંદર ઉજ્જવળ લલાટ ઉપર એક ચુંબન લઈ તે તેના પ્રફુલ્લ મુખ ભણી તાકી રહી. ધીરે ધીરે તેની બેઉ આંખો આંસુથી ભરાઈ ગઈ. તેને ખબર પડે તે પહેલાં તો આંસુ આંખમાંથી ધસીને સંધ્યાના લલાટ પર રેલાઈ રહ્યાં.

ચમકીને સંધ્યા બેઠી થઈ ગઈ. તે બોલી: "અચલાબેન!"

અચલા લજ્જિત બની સંધ્યાને પોતાના બાહુપાશમાંથી મુક્ત કરી, ઝટપટ મુખ ફેરવી લઈ આંસુ લૂછવા લાગી.

ઉત્કંઠિત કંઠે સંધ્યા પૂછવા લાગી: "તમે રડો છો ખરું, અચલાબેન? કહો, કહો કેમ રડો છો?"

મહામહેનતે મુખ પર હાસ્ય ફરકાવી અચલા શુષ્ક કંઠે બોલી: "રડું શું કરવા બ્હેન? આંખમાં કોણ જાણે કંઈક પડયું તેથી એવું પાણી આવ્યું..."

સંધ્યા વચ્ચે જ જોરથી બોલી ઊઠી: "ના તમે જૂઠું બોલો છો. ખરેખર તમે રડો છો જ. તમારા ગળાનો અવાજ પણ જાણે રૂદનથી છલકાઈ રહ્યો છે. અચલાબેન! સાચેસાચું કહો તમને શું થયું છે? જો તમારું દુઃખ મારાથી દૂર થઈ શકે તેવું હશે તો મારાથી બનશે તેટલી હું તમને મદદ કરીશ."

અચલા મુગ્ધ બની ચૂપ રહી. સંધ્યાને પોતાના ખોળામાં ખેંચી લેતી તે બોલી:

"મારું દુઃખ દૂર કરીશ બેન? જગતમાં એ કોઈ કરી શકયું નથી ને કરી શકશે પણ નહિ. મારા દુઃખનું ઓસડ સંસારમાં કોઈ શોધી શકયું નથી અને શોધી શકશે પણ નહિ. ના

બેન, મને બહુ શરમ આવે છે કે આજે કયાંથી એકાએક મારા હૈયામાં આ ગાંડો આવેગ ઉભરાઈ આવ્યો ! આજનો વાદળઘેર્યો દિવસ મારા મનમાં કંઈક દિવસો પહેલાંની સ્મૃતિ જાગૃત કરી ગયો. પણ એ ઠીક ન કહેવાય. પણ એ વાત હવે બાજુએ મૂકો. અત્યારે રાત પડી ગઈ છે. નવ વાગી ગયા છે, એટલે હવે આપણે ઊઠીએ. ”

“ બસ એટલામાં ઉઠશો બેન ? ”

હસીને અચલા બોલી: “નવ વાગ્યા પછી પણ મને શું અહીં રાખવી છે ? હવે એટલું. કાલ વળી છ વાગે વહેલી આવીશ. મારે જવાનો બંદોબસ્ત તો......”

સંધ્યા બોલી: “રોજ પ્રમાણે જ છે. ”

સંધ્યાની વિદાય લઈને અચલા બહાર નીકળી ને સંધ્યા જ્યાં સુધી મોટરનો લાલ દીવો રસ્તા ઉપર દેખાતો રહ્યો ત્યાં સુધી બારીને માથું ટેકવી પોતાની સંગીત શિક્ષિકાના વિચારોમાં મગ્ન ઊભી જ રહી.

તે સમજી શકતી નહોતી કે અચલાની આંખમાં શેનાં આંસુ હતાં.



## [ ૨ ] પૂર્વ વૃતાંત

"જીવનની આરસીમાં કોઈ એક બેઠું બેની મ્હને દુઃખ ઊંડુ દે છે."

કેટલાય દિવસની કેટલીય વેદનાઓનો સંભાર અચલાના હૃદયમાં ખડકાઈ રહ્યો હતો, તે વર્ણવી શકાય તેમ નથી. તે ક્યાં હતી, અને આજે ક્યાં આવી પડી હતી તે કથા આલેખતાં એક મોટી વાર્તા લખાઈ જાય.

આખે રસ્તે ગાડીમાં અચલા પોતાના અત્યાર સુધીના જીવનની સમીક્ષા કરી રહી હતી. ને એ બધુંય યાદ આવતાં તેની આંખો આંસુથી ભરાઈ જતી હતી—કેટલીય વાર પાલવના છેડાથી તેણે આંસુ લૂછી નાંખ્યાં તે એ પોતે પણ જાણતી ન હતી.

ઘેર પહોંચતાં જ તે પથારીમાં જઈને પડી. ને મન મોકળું મૂકી રડવા લાગી. દાસી આવીને કહેવા લાગીઃ "બેન સૂઈ કેમ ગયાં ? કંઈ જમવું નથી કે શું ?"

રૂંધાયેલા સ્વરે અચલા બોલીઃ "ના, આજ શરીર અસ્વસ્થ છે, એટલે કંઈ ખાવું નથી."

પોતાનું જીવન એટલું બધું ભીષણ અને અંધકારમય હતું કે તેની અન્યના જીવન સાથે તુલના કરવા જતાં જ અચલાનું અંતર વલોવાઈ

જતું. અત્યારે તેની આંખમાંથી ટપક ટપક ભીનાં આંસુ વહી રહ્યાં હતાં. વિચારો મગજમાં દોડધામ કરી રહ્યા હતા—ને આખોય ઓરડો તેને ચકર ચકર ફરતો લાગતો હતો.

ભગવાને તેને શા માટે સરજી ? અને સરજી તો શા માટે આવી ભીષણ દુઃખ યાતનામાં ધકેલી દીધી ? વળી પોતાને ખબર જ પડતી ન હતી કે તે આવા દુઃખપૂર્ણ જીવનમાં કઈ આશા માટે જીવી રહી હતી ! મનુષ્ય માત્ર જગતમાં એકાદ આશાની પાછળ જીવન વ્યતિત કરે છે. પણ તેની સર્વ આશાઓ આજ પહેલાં નષ્ટ થઈ ગઈ હતી. તો પોતે શા માટે જીવી રહી હતી ?"

તે ઉભી થઈ. ભીંત પાસે મુકેલા અરીસામાં મુખ જોવા લાગી. હાય, બિચારી કરમાઈ ગઈ હતી—એ ગાલની લાલી—મોઢાની સુરખી—હોઠની પરવશતા—દાંતની નાજુકાઈ—ને આંખોનો મોહક રંગ—એ બધુંય કયાં ગયું હતું ? અચલા વિચારમાં પડી. હજી તો માત્ર એકવીસ વર્ષની જ તેની ઉંમર હતી. એટલી જુવાન વયે માણસ આશા માત્રનો ત્યાગ શી રીતે કરી શકે ? અનંત દુઃખોની વચ્ચે પણ તેનું જીવન ઝરણુ જેમતેમ આગળને આગળ વહી રહ્યું હતું. એના વલોવાઈ જતા અંતરમાં ભૂતકાળની બધી ઘટનાઓ ખડી થવા લાગી ને સિનેમાના પટ ઉપરથી સરી પડતાં ચિત્રોની માફક એક પછી એક દરેક વસ્તુ નજર સમક્ષ તરવા. માંડી ત્યારે કોણ જાણતું હતું કે તેનું ભાગ્ય આવું ફૂટેલું હશે ? તે કોણ ? આજ કયાં આવી પડી હતી ? પોતાનો થવા સર્જાયેલો શિરીષ આજે સંધ્યાનો સ્વામી હતો.

અચલાના પિતા શિરીષના પિતાની જમીન જાગીરના મેનેજર હતા. ત્યારથી જ તે એકબીજાને ઓળખતાં હતાં.

કિશોરી અચલાએ શિરીષને ભવિષ્યના પતિ તરીકે મનમાં ને

મનમાં પસંદ કર્યો હતો. તેમાં તેનો કંઈજ દોષ ન હતો. કારણકે તે સમયે તે કુંવારી હતી. અને શિરીષે પણ તેને આશા આપી હતી કે: "હું લગ્ન કરીશ તો માત્ર તારી સાથે જ, બીજા કોઈ સાથે નહિ."

મા વિહોણી એકની એક લાડકી પુત્રીને આશુબાબુએ સારું ને ઉચ્ચ શિક્ષણ આપ્યું હતું. વળી તેઓ ગાયક તરીકે પ્રસિદ્ધ હતા. તેથી તેમની પ્રતિભા તેમની પુત્રીમાં પ્રતિબિંબિત થઈ હતી.

વખત વહેતાં શિરીષ યુવાનીમાં આવ્યો, કૉલેજીયન થયો ને કલકત્તાની દાસ કૉલેજમાં અભ્યાસ કરવા દાખલ થયો. યુવાની દિવાની છે. બાળપણની સ્નેહમસ્તી જુવાની ભૂલાવી નવા સંબંધો તરફ માણસને ખેંચે છે—પરિણામે શિરીષ અચલાને ભૂલી ગયો.

શિરીષ કલકત્તામાં રહીને ભણતો હતો. પણ ત્યાં પોતાના એક મિત્રની બેન સંધ્યાને દેખીને દેખતાંજ તેનામાં મુગ્ધ બન્યો. તેણે કંઈજ વિચાર કર્યા વગર સંધ્યા સાથે વિવાહની ગોઠવણ કરી લીધી અને ઉતાવળથી લગ્ન પણ થઈ ગયા. લગ્ન પછી થોડા વખતે જ શિરીષના પિતા સ્વર્ગસ્થ થયા ને બધીય જમીનજાગીર તેના હાથમાં આવી પડી. હવે માથે કોઈ કહેનાર નહિ રહેવાથી શિરીષ ફાવે તેમ વર્તતો. વધારામાં સહેજ મિજાજનો તેજ હોવાથી તેની મા પણ આ બાબતમાં કંઈજ કહી શકતી નહિ.

શિરીષના લગ્ન સમાચાર જ્યારે અચલાને કાને ગયા ત્યારે તેનું હૈયું એકાએક ચૂર્ણવિચૂર્ણ થઈ ગયું. આ વખતે જ આશુબાબુ પોતાની લાડીલી પુત્રીના લગ્ન માટે મુરતિયો શોધી રહ્યા:હતા. અચલાને—શિરીષના લગ્નના વિચારોએ તથા આઘાતે મૂઢ બનાવી દીધી. જે હિંમતે, જે આધાર-સ્થંભે અચલા પિતાજીને પોતાના લગ્નની વાત પાછીને પાછી ઠેલાવતી હતી તે જ હિંમત આજે ઓગળી ગઈ—તેનો આધાર-સ્થંભ તૂટી પડયો—આશા નિરાશામાં પરિણમી. હવે અચલામાં

તેમને ના પાડવાની હિંમત ન હતી. તેની પોતાની નજરે હવે પોતાનું જીવન નિરર્થક બની ગયું. બીજી બાજુએ આશુબાબુ પણ પહેરામણીના પ્રશ્નને લીધે બહુ ચિંતાતુર બની ગયા હતા. હવે તો ગમે તે પ્રકારે કન્યાદાન કરીને જ પોતે એક મહાન ઋણ-માંથી મુક્ત થઈ શકે તેમ હતું. પણ મુશ્કેલીનો અંત તરત જ આવ્યો—તેમને રાધિકાનાથ મળી ગયો. તે ભણેલો તો નહોતો, પણ દેખાવડો તથા કાંઈક આકર્ષક હતો. વાચાની મોહકતાથી દરેકને તે આંજી નાખતો. આશુબાબુએ તેના ઉપર પોતાની પસંદગી ઉતારી અને તેણે તેમની કન્યાનું પાણિગ્રહણ કરી તેમને ચિંતામુકત કર્યા.

જમાઈ બાબુ પાસે ઠીક પૈસો હતો. આશુબાબુને તેણે યથેચ્છ સહાય કરી અને તેને લીધે જ તેઓ પહેરામણીનો ખર્ચ અને બીજો લગ્નનો ખર્ચ ઊકાવવા સમર્થ બન્યા. કન્યાનાં લગ્ન થઈ ગયા પછી જાણે કે પુત્રીનાં લગ્ન કરવાની આશા માટે જ જીવતા હોય તેમ પુત્રીના લગ્નના ઋણમાંથી મુક્ત બની એ વૃદ્ધ પુરુષે દેહત્યાગ કર્યો ને બધો જ બોજો અચલાને માથે આવી પડ્યો.

આશુબાબુના મૃત્યુ પછી જ રાધિકાનાથે પોતાનું પોત પ્રકાશ્યું—તે દુશ્ચરિત્રવાળો અને બદમિજાજી હતો. આમ અચલાના જીવનનાં સુખ અને શાંતિ તો શરુથી જ પરવારી ગયાં. આથી સદૈવની વેદનાને લીધે તે જર્જરિત બની ગઈ.

અંધકાર જામતો હતો પોતે પલંગ ઉપર પડી પડી આ આખીય વાતનો વિચાર કરતી હતી. બહારથી તમરાંનો ત્રમ ત્રમ અવાજ આવતો હતો ને તેમ તેમ તેના વિચારો અસ્ખલીતપણે મગજમાં દોડધામ કરી રહ્યા હતા. હાય, શા માટે તેણે લગ્ન કર્યાં ? શા માટે તેણે લગ્ન વખતે ના પાડી ન દીધી ? શા માટે તેણે પોતાને અણગમતા લગ્નમાં સંમતિ આપી ? પણ ના પાડે શી રીતે ? પોતે એક હિન્દુ પુત્રી થઈને કદીય ના પાડે ખરી ? પોતાનું હૃદય

ભાંગીને ભૂક્કો થઈ જાય તો પણ હિન્દુ કન્યા પોતાના લગ્નમાં 'ના' એમ ઉચ્ચાર કરી શકતી નથી. તે પોતાના સર્વસ્વનું દાન કરી દે છે. હિન્દુ કન્યાઓને આત્મજ્ઞાન જ ક્યાં છે? પરિણામે આવી અનેક યાતનાઓ પોતે મૂગે મોંઢે સહન કરી રહી છે.

જીવનભર—જ્યાં સુધી દુઃખની જ્વાળામાં બળીને દેહની ભસ્મ બની જાય ત્યાં સુધી હિન્દી સ્ત્રીઓ અનેક યાતનાઓ સહન કર્યા કરે છે. જે દિવસે મૃત્યુ આવી એમને સ્પર્શ કરે છે તે દિવસે જ તેમના હૃદયની વેદનાઓ દૂર થાય છે. પત્નીની 'હા' કે 'ના' ઉપર હિન્દી પુરુષ આધાર નથી રાખતો—સ્ત્રીના હૃદયમાં ધીખતા અંગાર ભર્યા હોય છતાં પણ પોતાના પતિને રીઝવવા મૂખ ઉપર હાસ્ય ફરકાવે છે, તથા પોતાનું દુઃખ હૃદયમાં જ શમાવે છે. હિન્દી સ્ત્રીનો આ એક મહાન સહનશીલતાનો ગુણ છે.

જે સ્ત્રી સમાજના કડક ખોટા નિયમન વિરુદ્ધ બોલે તો તેને કોણ સાંભળે છે? અને કદાચ જો કોઈ સ્ત્રી મોં ખોલી એક બે શબ્દો બોલે તો તે સાંભળવાની કોને પડી છે? જીવનના ભારે કોલાહલમાં એનો મૃદુ સ્વર દબાઈ જાય છે અને હતાશ હિન્દનારી દીર્ઘનિશ્વાસ નાખી આંખનાં આંસુ આંખમાં જ સૂકાવા દે છે. આવો જાતનાં આત્મબલિદાન હિન્દનાં કેટલાંય ઘરોમાં થઈ ગયાં છે, કેટલાંમાં થાય છે, તે કોણ વિચારે છે? કોણ તેમના પક્ષે બોલે છે?—સાંભળે છે પણ કોણ? આમાં કોઈ એક જ વ્યક્તિનો દોષ છે એમ નથી. આખા સમાજનો આ દોષ હોઈ બહુ કાળથી તે એક મહાન રોગના જેવો બની ગયો છે.

અચલાએ આ બધું વેઠી લીધું હતું ને વેઠતી હતી. અચલા ચૂપ બની જડની પેઠે પડી રહી હતી. પોતાનો જીવનસ્રોત કયી રીતે કયી દિશામાં વહેશે તેનો વિચાર તે કરી રહી હતી.

પરંતુ સહનશીલતાને પણ મર્યાદા હોય છે. જે દિવસે અચલાનો

પતિ દારૂ પીને ઘેર આવી તેનું અપમાન કરવા લાગ્યો તે દિવસે અચલાની સહનશીલતાની હદ આવી રહી. તેના નશીબે તે અનેક દુઃખો આજપર્યંત ભોગવી ચૂકી હતી, પણ આવું તો નહોતું જ બન્યું. આથી આજ સુધી તેનું લોહી શાંત હતું પણ તે દિવસના અપમાનને લીધે તે તપી ઊઠયું. અત્યંત ક્ષોભ અને દુઃખની મારી તે પતિ ઘર ત્યજી કલકત્તામાં માસીબાની પાસે ચાલી આવી. પત્નીની આવી હિંમતથી રાધિકાનાથ પણ ઘણો ખીજાઈ ઊઠયો. તેની એવી માન્યતા હતી કે પત્ની તો તમામ જાતના અત્યાચાર મૂંગે મોંઢે સહન કર્યા કરશે, કારણ આ સંસારમાં પતિ સિવાય સ્ત્રીનો બીજો આધાર જ નથી. સ્ત્રીને પતિના વર્તનથી આટલું બધું અપમાન લાગે અને તે પતિગૃહનો ત્યાગ કરી જાય, એવી કલ્પના જ રાધિકાનાથના મનમાં આવી શકી ન હતી. આથી તે એટલો બધો ખીજાઈ ગયો કે રોષમાં ને રોષમાં તેણે પ્રતિજ્ઞા કરી લીધી. "હવે આ દુષ્ટ સ્ત્રીને હું ફરી કદી પણ મારા ઘરમાં સ્વીકારીશ નહિ..." વગેરે. અને પછી તે સ્પષ્ટ રીતે લોકોને કહેવા લાગ્યો કે, "કોઈએ હવેથી છોકરીઓને ભણાવવી નહિ. કારણ છોકરીઓ ભણવાથી નિરંકુશ બની જાય છે."

અચલાની ગરીબ માસી જેમતેમ કરી પોતાનું ગુજરાન નભાવતી હતી. બેનની દીકરી ઘરમાં આવવાથી તેની સંકડામણનો પાર રહ્યો નહિ, પણ અચલા માસીબાની અવસ્થા મનથી સમજી ગઈ હતી અને તે માટે યોગ્ય ઉપાય તે વિચારી રહી હતી.

એ અરસામાં પોતાના નવીન મેનેજર રમણીબાબુના નામથી શિરીષે એક જાહેરાત વર્તમાનપત્રોમાં આપી : 'એક જમીનદારના ઘરની સ્ત્રીને સંગીત શીખવવા શિક્ષિકાની જરૂર છે.' આ જાહેરાતમાં શિરીષના નામની ગંધ સરખી પણ ન હતી. અચલાએ એ કાર્યમાં જોડાવાનો નિર્ણય કર્યો.

એ મહાન કપરી પળો હતી કે જ્યારે રમણીબાબુની સાથે તે

શિરીષની સન્મુખ અનાયાસે આવી ખડી થઈ. તેની આંખ આગળ આખું વિશ્વ જાણે અંધકારમય જણાવા લાગ્યું. તેનો આખો દેહ પાંદડાની પેઠે થરથર કંપવા લાગ્યો. 'પ્રભુની આ કેવી વિટંબણા, આ કેવું ઘોર અપમાન! આના કરતાં તો દારૂડિયા પતિના ઘરમાં રહીને તેનું અપમાન સહન કરવું એ લાખ દરજ્જે સારૂં હતું. એ એનો સ્વામી હતો, પરંતુ તે તેનો સંપૂર્ણ સ્વીકાર ન કરી શક્યો. બહુ જ સતામણીને લીધે તે સ્વામીના પંજામાંથી બહાર છટકી આવી હતી, છતાં તેનું અપમાન આના કરતાં સારું! કારણ તે સ્વામી હતો છતાં પારકો ન હતો. પરંતુ જેણે પોતાના સર્વસ્વનો નાશ કર્યો હતો, પોતાના જીવનને જેણે શુષ્ક રણ જેવું કરી મૂક્યું હતું, તેના જ કારણે આજ તે જીવનનિર્વાહ માટે હાથ ધરી ઊભી હતી! તેની જ સ્ત્રીને તે શિક્ષણ આપશે? તેનો જ આપેલો પૈસો તે સ્વીકારશે?' વગેરે વિચારો અચલાના મનમાં દોડધામ કરવા લાગ્યા. જેના સંપર્કમાં સ્વપ્ને પણ નહિ આવવાની અચલાએ પ્રતિજ્ઞા કરી હતી, તેના જ કારણે આજ ભિખારીની પેઠે તેને ખેંચાઈ આવવું પડયું.

ચકિત બનેલા શિરીષના મનમાં પણ બહુ સમયપૂર્વેની ઘટનાઓ જાગી ઊઠી. તેનું મુખ શબની પેઠે મલિન બની ગયું. અન્યમનસ્ક શિરીષને ભાન ન હતું કે પોતે ક્યાં ઊભો હતો અને પોતાની આગળ કોણ હતું.

વૃદ્ધ રમણીબાબુ બંનેના મનનો ભાવ જરા પણ સમજી શક્યા નહિ. આવી બધી વાતોનો વિચાર કરવાની તેમને ફુરસદ ન હતી. તેમણે શિરીષને સમજ પાડી કે, "આ કુલીન ઘરની બાઈ વિપત્તિને અંગે જ નોકરી કરવા માટે આવી છે." શિરીષ આના જવાબમાં શું બોલી શકે?

શિરીષ તે વખતે ત્યાંથી ભાગી જઈને જ બચી શકે તેમ હતું.

માથું ઉચકીને અચલાની તરફ બરોબર જોવાની હિંમત તેનામાં ન હતી. જેમતેમ કરી તેણે ઉત્તર આપ્યો: " ઠીક, એમનેજ રાખો લ્યો."

હાય રે! એક દિવસ જ્યાં તેનું પોતાનું ગૃહિણી તરીકેનું સ્થાન હતું, ત્યાં તે આજ શિક્ષણ આપવા આવી હતી. અને તે પણ કોને? જે પોતાને માટેના નિર્દિષ્ટ સ્થાને આવી બેસી ગઈ હતી તેને? વળી બીજી પળે વિચાર બદલાતા. અને સંધ્યાના સર્વાંગ સંપૂર્ણ મુખ તરફ જોતાં જોતાં તે તન્મય બની જતી. તેને ઘડીભર થતું કે ભગવાને બે સુંદર વ્યક્તિઓની જોડ ઠીક મેળવી આપી છે. પોતાના જેવી અસુંદર વ્યક્તિને ત્યાં સ્થાન ન હતું. એ સ્થાન ખરેખર સંધ્યાને માટે જ યોગ્ય હતું. એ સ્થાનને માટે પોતાનામાં કયી લાયકાત હતી? તેનામાં શું હતું? માનવીનાં ચક્ષુ જે જોઈને પહેલી જ નજરે આકર્ષાય છે તે રૂપ તો તેનામાં ન હતું. કારણ તે કૃષાંગી હતી. ગુણ, ભાનુતર, ગાયન-વાદન એ બધું તેની કને હતું એ વાત ખરી. પણ એ બધાં ચાજો શિક્ષણ વડે પ્રાપ્ત થઈ શકે છે. સંધ્યામાં આ જાતની જે ખામીઓ હતી તે તમામ શિક્ષણ વડે દૂર થઈ શકે તેવી હતી. પરંતુ પોતાનામાં જે ન હતું તે કોઈ રીતે પ્રાપ્ત થઈ શકે તેમ ન હતું.

કિન્તુ હૃદય! હાય રે! અંતર તો સૌનાંજ સરખાં છે. કાળાં અને ગોરાં સૌના અંતરમાં ભાવ તો સરખા જ છે. સ્નેહ, પ્રેમ—વ્હાલ એ મનુષ્યના હૃદયની ચીજ છે. રૂપના ભેદ સાથે એને શું લેવા દેવા છે? હાય પ્રભુ—જો શરીરનો વર્ણ શ્યામ બનાવ્યો તો હૃદયને તેવું કેમ ન બનાવ્યું? મારા જીવનને ચારે બાજુથી થિજાવી દઈ પથ્થર જેવું કરી દીધું છે તો હૃદયને પણ તેવીજ રીતે પથ્થર કેમ ન કરી દીધું? તેમ કર્યું હોત તો આજ આ છૂપાં છૂપાં આંસુ સારી ઊંડા ઊંડા નિઃસાસા નાંખવાનો પ્રસંગ ન આવ્યો હોત.

પણ આમાં દોષ કોનો?—તેનો? સંધ્યાનો? અથવા તો શિરીષનો? સંધ્યા—પણ તેનો શો વાંક કહાય? એ નિરપરાધી

બાળાએ તો માત્ર પોતાના આત્માને ભૂલીને આત્મદાન કર્યું હતું. તે જાણતી નથી. સમજતી નથી કે પોતાને કેવા સ્થાન પર લાવીને બેસાડવામાં આવી છે. ત્યારે જે પ્રથમ પોતાને વચન આપી ચૂકયો હતો તેનો જ આ અપરાધ ન હતો ?

હા, ખરેખર તેનો જ અપરાધ ! પણ એક રીતે જોતાં તેનો અપરાધ પણ શી રીતે ગણાય ? મનુષ્યની સ્વાભાવિક તરસને એ શી રીતે છિપાવી શકે ? માણસ સુંદરને દૂર રાખી અસુંદરની આરાધના નથી કરી શકતો. માનવીના સહજ ધર્મનું તેણે અનુસરણ કર્યું તેમાં તેનો શો દોષ ? ખરેખરો દોષ તો માનવસ્વભાવનો છે.

આવાં આવાં મનોમંથનો ઝીલીને પણ અચલા છેવટે નોકરીમાં રહી ગઈ. જ્યારે અનાયાસે પોતે ત્યાં આવી ચૂકી હતી ત્યારે હવે ના પાડવી એ સભ્યતા વિરૂદ્ધ લાગ્યું. તેણે ધાર્યું કે એકાદ માસ પછી પોતે કંઈક બહાનું બતાવી ચાલી જશે. પરંતુ નિર્દોષ સંધ્યાએ પોતાની નિર્દોષતાથી તેને બાંધી લીધી.

સંધ્યા પુષ્પ જેવી નિર્મળ હતી. તેનું શરીર સૌન્દર્ય—અંતર સૌન્દર્યની માફક જ નિર્મળ હતું. સંધ્યાના સ્વભાવની વિશેષતા એ હતી કે એકવાર જે કોઈ તેની પાસે આવે તે તેને છોડીને જઈ શકે જ નહિ.

સંધ્યાના સ્નેહમાં બંધાઈ જવાથી આ ઘરનો જલ્દી ત્યાગ કરી દેવો અચલા માટે હવે મુશ્કેલ બન્યો. ધીમે ધીમે તેને સંધ્યા પર એટલું તો વ્હાલ થયું કે, સાત માસમાં તો ઘરમાં શિરીષનું અસ્તિત્વ હતું તે વાત જ એ વિસરી ગઈ. ને સંધ્યામય જ બની ગઈ. ને સંધ્યા શિરીષની પત્ની હતી તે વાત જ તેના ખ્યાલમાં ન રહી. સંધ્યાનું સ્મરણ કરતાં તો અચલાના મનમાં માત્ર એક નાનકડી પવિત્ર બાળાનું સ્મરણ આલેખાઈ રહેતું.

આ સાત માસ દરમ્યાન શિરીષ એકાદવાર પણ તેમની પાસે

આવ્યો ન હતો. તે એટલો આઘોને આઘો રહ્યા કરતો હતો કે, શિરીષ નામે કોઈ વ્યક્તિ છે કે નહિ તેનો વિચાર સરખો પણ અચલાને ઘણીકવાર આવતો ! પોતાની હીનતા શિરીષના હૃદયને એવી શરમની ચાબૂકો લગાવતી કે તેને લીધે તે દૂરને દૂર રહેવા લાગ્યો. આથી અચલા પણ નિશ્ચિંત મને પોતાનું કાર્ય કરી શકતી. ને શિરીષ સાથે પોતાની ગમે તે ભોગે મુલાકાત ન જ થાય એ તેની આંતરિક ઈચ્છા બની રહી.

આમ દિવસો વીતી રહ્યા હતા. આ બે આત્માઓ સિવાય બીજું કોઈજ જાણતું નહોતું કે, 'એક દિવસે તે બંને એકબીજાની કેટલાં પાસે પાસે હતાં.' આજે શિરીષ સંધ્યાનો સ્વામી હતો અને અચલા પણ રાધિકાનાથની પત્ની હતી. પણ એવો એક દિવસ હતો જ્યારે એજ અચલા...પણ જવા દો એ વાત. ભૂતકાળની વાત ભૂતકાળમાંજ વિલીન થવા દો. વર્તમાન અત્યારે ચાલુ છે અને ભવિષ્યના ગાઢ અંધકારમાં દ્રષ્ટિ નાંખવાથી તો કાંઈજ જોઈ શકાય તેમ નથી.

કેટલાંય જીવન આમ કોયડા ભર્યાં છે ?



## [ ૩ ] પતિ-પત્ની

"સખી સમજાવો—પ્રીત-રસ પાન કેવું હશે ?"

ઓરડામાં પ્રવેશ કરતાં જ સ્વામીને જોઈ સંધ્યા ચમકીને નાસવા લાગી. શિરીષે ઊઠીને તેના બેઉ હાથ પકડી લઈ પૂછ્યું: "કેમ ભાગી જાય છે ? રિસામણું તો નથી ચઢીને ?"

સંધ્યા વાંકી ચૂકી બની જઈ શિરીષના હાથમાંથી છૂટવા પ્રયાસ કરતી બોલી: "હાં, નાસી જઉં શું કરવા ? મેં તો તમને પૂરા દેખ્યા પણ ન હતા. હાથ છોડો જલદી. ઓ ! દુઃખે છે રે !"

પણ તેનું કાંઈ જાણે સાંભળતો જ ન હોય તેમ શિરીષ તેને પોતાના પાસે ખેંચી લઈ એક સોફામાં બેસતાં બોલ્યો: "મને દેખતી પણ નથી એમ ? મારા જેવા નાના માણસને તું શાની દેખે, ખરું ને ? એવું જૂઠું બોલવાની શિક્ષા શું થાય છે તે જાણે છે ને ?" તે પછી મધુરું આછું હસ્યો; જાણે કે બતાવવા માગતો ના હોય કે જગતમાં ત્હારા વિના મારું બીજું કોણ છે ?

લાલચોળ બની ગયેલી સંધ્યા બોલી: "ખોટી ખોટી વાતો જવા દો ને મારા હાથ છોડી દો જલદી. હમણાં બેન આવશે ને કદાચ દેખી જશે તો..."

"ઓહો ! જોઈ જાય તો એકી ધડાકે મુઆ પડયા જ સમજવા !"

આમ બોલતાં બોલતાં તો શિરીષને મનમાં એકાએક ખ્યાલ આવ્યો કે, ખરેખર એવું થાય તો તે મરણથી પણ વધુ ભારે થઈ પડે. મરણમાં તો ભય, લજ્જા, સંકોચ કંઈજ હોતું નથી. એ બધું પાર કરીને મરણને ભેટી શકાય છે. પરંતુ આમ દેખાવામાં તો લજ્જા, સંકોચ અને ભય માથે લેવાં પડે અને આખા જીવન-પર્યંત એ ભાર વહન કરવો પડે.

સંધ્યાના બેઉ હાથ છોડી દઈ, નમ્ર સ્વર જરા વધારે નરમ બનાવી શિરીષ બોલ્યો: "લે, હવે થયું ? હવે તારી બેન આવી પહોંચશે તો પણ કાંઈ બોલી શકશે નહિ."

અસ્તવ્યસ્ત વસ્ત્રોને ઠીક કરતી કરતી સંધ્યા બોલી: "એટલા માટે તો હું ભાગી જતી હતી. તમે એમ ધારો છો કે હું હજી બાળક છું ? પણ તેવું નથી હો ! મને સત્તર વર્ષ પૂરાં થઈ ગયાં તેનું તમને કાંઈ ભાન છે ? હવેથી મારી સાથે એવી છોકરમત કરવા આવશો નહિ. આગળથી તમને કહી રાખું છું હા !" તે પછી મસ્તીભર્યું મુખ મલકાવી આંખો નચાવી ઊઠી, જાણે કે પોતાના શબ્દોનો ચોકખો પ્રતિકાર જ કરવા શિરીષને આમંત્રણ આપતી ના હોય ?

મુખમુદ્રા અતિ ગંભીર કરી શિરિષ બોલ્યો: "વાહ ! તે તો ખબર ન હતી. સત્તર વર્ષનાં જળ, વાયુ ને ખોરાક તને પચાસ વર્ષનો અનુભવ આપી ગયાં લાગે છે, એ ખબર તો મને આ બે મિનિટ પહેલાં પણ ન હતી."

સંધ્યા રોષથી મુખ ફેરવી બોલી: "જાઓ અહીંથી, આમ હાંસી ઊડાવો છો તેથી જ તો મને રીસ ચઢે છે. તમારા આવા

વર્તનથી ઘરની નોકરડીઓ પણ મારું માન રાખતી નથી તે જાણો છો ? મેનકા વગેરે કહે છે...”

શિરીષ બોલ્યો: “એ તો તારે લીધે કે મારે લીધે ? ઉભી રહે, હું હમણાં જ મેનકા વગેરેને પૂછીને ખાત્રી કરું છું. નકામો મારે માથે દોષ નાંખી...”

સંધ્યા એકાએક બોલી ઉઠી: “ના, ના મેનકા વગેરે લોકો નહિ. એ રમા એમ...”

શિરીષ ભ્રુકુટી ચઢાવી બોલ્યો: “તું હવે બહુ જૂઠું બોલતાં શીખી ખરું સંધ્યા ? એકવાર આનું નામ તો એકવાર બીજાનું નામ લે છે એનો શું અર્થ ? ખરી રીતે તો તને કોઈ જ કાંઈ કહેતું નથી. તું તારા મનમાં જ વિચારો ગોઠવી બીજા લોકોના નામે તે ચઢાવી દે છે. શિક્ષિકા પાસે શીખે છે તેનું આ પરિણામ છે કે શું ?”

સંધ્યા મલીન મુખ વડે સ્વામી તરફ જોઈ રહી. ધીમે ધીમે તેની આંખમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં. ધીમે ધીમે આંસુ આંખમાંથી નીકળી કપોલ પર વહેવા લાગ્યાં.

આ જોઈ શિરીષે સંધ્યાને નજીક ખેંચી લીધી અને તેનાં આંસુ લૂછતાં લૂછતાં સ્નેહભર્યા સ્વરે કહ્યું: “આ શું સંધ્યા ? આમ એકાએક રડવા લાગી જાય છે ? છટ.” તે પછી આછો મધુરો સ્પર્શ કરી તેને શાન્ત પાડવા તેની પીઠ ઉપર હાથ ફેરવવા લાગ્યો. ને સંધ્યા સ્વામીની છાતીમાં મોં છુપાવી ચૂપચૂપ રડવા લાગી. શિરીષે તેનું આંસુભર્યું મુખ ઊંચું કર્યું. કેવું સુંદર એ મુખ હતું ! તે આત્મભાન ભૂલી પત્નીના મુખ તરફ લળી રહ્યો હતો, પણ તેજ વખતે બારણા આગળથી અતિ કોમળ સ્નિગ્ધ અવાજ આવ્યો: “સંધ્યા—”

છાતી ઉપરથી પત્નીનું મુખ સરકાવી દઈ તેને એકદમ ઊભી કરી શિરીષ ઝટઝટ કરતો ઊભો થઈ ગયો. બારણા પરનો નીલરંગનો પડદો બે હાથે બેઉ બાજુ હઠાવી વચ્ચે અચલા ઊભી હતી. પતિ-પત્નીના આ મિલન વખતે વચ્ચે આવી પડવાને લીધે તે પણ ગૂંચવાઈ ગઈ હતી. શું કરવું ને ક્યાં જવું તેનો ત્વરિત નિર્ણય તે ન કરી શકી. આજ સાત સાત માસ પર્યંત એક પણ દિવસ શિરીષ સાથે તેનો મોંઢામોંઢ મેળાપ થયો ન હતો. પણ આજ આમ એકાએક આ અણગમતો પ્રસંગ ક્યાંથી આવી પડ્યો ?

અચલાને ખબર ન હતી કે શિરીષ આજ ઘરમાંથી બહાર નહોતો ગયો. તેને ખબર હતી કે સંધ્યા રોજ આ વખતે આ ઓરડામાં આવતી અને ફુલદાનીમાં ફુલ ગોઠવવાનું કામ નિયમિત રીતે રોજ કરતી. છેલ્લા કેટલાય દિવસોથી અચલા સંધ્યાને એ કામમાં સહાય કરતી અને પોતાની રુચી પ્રમાણે એ ઓરડાનો શણગાર પણ ગોઠવતી હતી. આજ પણ સંધ્યા એકલી એ જ ઓરડામાં હશે એમ માની નિઃસંકોચપણે અચલા ત્યાં આવી હતી, પણ એકાએક પતિપત્નીને આ રીતે જોઈને તે સ્થંભિત થઈ ગઈ. વધારામાં શિરીષ તથા સંધ્યા પણ આમ અચલાના અણધાર્યા આગમનથી ગુંચવાઈ ગયાં તથા શરમમાં પ્રેમ કેવિ વસ્તુ એકાંતનો વિષય છે. તે કોઈ અન્યની નજરે પડે તે ઠીક નહિ. તે સુરુચિ તથા મર્યાદાનો ભંગ કરાવે છે. માટે જ રતિ-ક્રીડા-સંવનન તે ખાનગી-એકાંતમાં જ ભોગવવામાં આવે છે અને કોઈની રતિક્રીડા-છુપારહી નિહાળવા તેવું બીજું પાપ પણ નથી. શિરીષ તો ભોંઠો જ પડી ગયો.

"હું બહાર જાઊં છું, મારે થોડું કામ છે." એવા અસંબદ્ધ શબ્દો બોલી શિરીષ ફીક્કા ચહેરે બારણા તરફ આગળ વધ્યો તેજ વખતે અચલા પણ પોતાથી અણઈચ્છવાનું થઈ ગયું છે તેમ માની

તરત અચલા પડદો છોડી દઈ બારણામાંથી ખસીને અદશ્ય થઈ ગઈ. શિરીષ પણ પવન વેગે બહાર ચાલ્યો ગયો.

ઓરડામાં સંધ્યા એકલી રહી. એકાએક આ શું બની ગયું તે ન સમજી શકવાથી સંધ્યા વિહ્‌વલભાવે વિચારી રહી. શિરીષને જોતાં જ અચલા સ્થંભી કેમ ગઈ અને શિરીષ પણ તેને જોઈને આમ એકાએક ભાગી કેમ ગયો ? વગેરે પ્રશ્નો સંધ્યાના મનમાં ઊઠયા, પણ થોડીવારમાં જ પોતાની મેળે જ તેનું સમાધાન કરતાં તેને લાગ્યું કે શરમને લીધે જ એમ થયું હશે. સ્વામી થોડીવાર પહેલાં જ પોતાની લજ્જાશીલતાને ગર્વપૂર્વક ધિક્કારી રહ્યા હતા, પણ પોતે જ પ્રસંગ આવતાં કેવા લજ્જાશીલ બની ગયા, તેનો વિચાર આવતાં સંધ્યા મનમાં ને મનમાં હસી રહી. બેનના ગયા પછી આ વાત શિરીષને કહીને તેની ઠીક મજાક કરી શકાશે, એમ પણ તેના મનમાં તરંગ ઊઠયો.

ને પછી બેન કયાં ગયાં તેમની તપાસ કરવા બહાર નીકળી તો ચોકને છેડે એક થાંભલા પાસે સંધ્યાએ અચલાને ઊભેલી દીઠી. તે રેલીંગ પર ઝૂકીને આકાશ તરફ તાકી રહી હતી. આકાશનો પશ્ચિમ દિશાનો ભાગ તે વખતે લાલચોળ બની ગયો હતો. એ લાલ આભનો ફુવારો અચલાના સમસ્ત દેહ પર છંટાઈ રહ્યો હતો, જેથી અચલાનો આખો દેહ લાલ રંગની પ્રભાથી સોહામણો લાગતો હતો. પણ તેની નજર આકાશમાં કયી જગાએ મંડાયેલી હતી તે સમજી શકાતું ન હતું.

"વાહરે મોટીબેન ! મેં તો તમારી આમતેમ બધે શોધ કરી પણ પત્તો લાગ્યો નહિ. અહીં ઊભાં રહીને શું કરો છો ? ચાલો મારા ઓરડામાં. આજ માળી રજનીગંધનાં પુષ્પો આપી ગયો છે તે તમારે સજાવી આપવાં પડશે. હું માત્ર કેટલાંક ગુલાબની જ ગોઠવણી કરીશ."

નાજુક કાંડા પર બાંધેલી નાની ઘડિયાળ તરફ નજર કરી અચલા શુષ્ક સ્વરે બોલી: "સાત વાગવાને હવે બહુ વાર નથી સંધ્યા! માત્ર પંદરજ મિનિટ બાકી..."

અધિરાઈથી તેનો હાથ પકડી સંધ્યા બોલી: "ભલે સાત વાગે. એમ ટાઈમને વળગી રહેશો તો મારે તમારી સાથે નહિ બને અચલા બેન! ટાઈમની વાતથી મારો જીવ બહુ ગભરાય છે. છતાં તમે આવશો તો પંદર મિનિટમાં આપણે બધાં ફુલ સજાવી દઈશું."

અચલા બોલી: "એ ઓરડામાં..."

અચલા આગળ બોલતાં અટકી. તેને થોડી મિનિટો પહેલાંનો પ્રસંગ યાદ આવ્યો. ને કદાચ સંધ્યાને માઠું લાગે તેમ વિચારતાં તેનાથી આગળ બોલી શકાયું જ નહિ. સંધ્યા પણ અચલાની મુંઝવણ સમજી ગઈ ને વ્યગ્રકંઠે બોલી ઊઠી: "અરે! એ તો ઘેર બેસી રહે તેવા માણસ બરા ને તે હજી ઘરમાં હોય! આટલા દિવસથી તમે આવો છો પણ કોઈ દિવસ એમને ઘેર દેખ્યા છે? આજ કોણ જાણે કેમ થોડીવાર બેઠા હતા, પણ તમને જોયા પછી તુરત જ ભાગી ગયા છે. હવે રાતના અગિયાર વાગે જ પાછા આવવાના. હવે બહારના ભાગમાં મિત્રોની મીજલસ ભરાશે અને તેમાં ગાન, વાદન, ગંજીફો વગેરે ચાલ્યાં કરશે. તમે અંદર આવો બેન! નકામી વાતમાં વખત ચાલ્યો જાય છે."

અચલાનો પાલવ પકડી તેને ખેંચીને સંધ્યા ઘરમાં લઈ આવી. અચલા કંટાળી ગયેલા સ્વરે બોલી: "અરે બેન, આજ મને કંઈ ઠીક લાગતું નથી. તમે સજાવટ કરો હું બેસીને જોઈશ."

સંધ્યા બોલી: "તો આ આરામખુરશીમાં બેસો. હું સજાવટ કરીશ."

અચલા આરામખુરશીમાં ન બેસતાં એક સ્ટુલ ખેંચી લઈ તેના ઉપર બેસી ગઈ. સંધ્યા તે જોઈ બોલી ઊઠી: "સ્ટુલ પર શા માટે બેસો છો? આ આરામખુરશીમાં નિરાંતથી......"

"આ ઠીક છે મને આમ જ ફાવશે. તમે હવે કામ કરવા માંડો. જોતજોતામાં કેટલો બધો સમય પસાર થઈ ગયો!

સંધ્યા મુખ ફેરવીને બોલી: "આવું ઘડિયાળના માપે માપે ચાલતું કામ આપણને પસંદ નથી બેન! તમે કલાક ગણો, મિનિટ ગણો અને છેવટે સેંકન્ડ પણ ગણો અને કામ કરો, પણ મને એ બીલકુલ ગમતું નથી. એનો શું અર્થ છે, વળી? અચલા આ સાંભળી માત્ર હસી પડી."

અચલાનો મનનો ક્ષોભ દૂર તો થઈ ગયો ન હતો, પરંતુ સંધ્યાની વિચક્ષણ ને નિર્દોષ વાતચીતથી તે વધી શક્યો નહિ. કપોતીની પેઠે સંધ્યા બોલતી જ ગઈ. તેની અવિશ્રાન્ત વાક્ધારા એવી એક સરખી રીતે ચાલી રહી હતી કે અચલા તેના તરફ જોતી જોતી મુગ્ધ બનીને બેસી જ રહી. તે વિચારી રહી હતી કે, આ બાલિકા ખરેખર સુખી હતી. અહા, ગમે તે થાય, પણ આ નિર્દોષ સ્ત્રીને સંસારનો કાંઈ પણ આઘાત ન લાગે તો સારું. એની આ પ્રફુલ્લતા અમર બની જાય તો કેવું સારું? આવા વિચાર વમળમાં ગોથાં ખાતાં અચલાએ અજાણતાં જ પોતાના ભગ્ન જીવનનું ગીત ઉપાડ્યું:—

"દીપ ગયો હોલાઈ મમ રાત્રી સમીરણે
આવો ધીમે પદ, ના તમે પરત જશો અરે!"

ગાતાં ગાતાં વાતાવરણ કરુણ થતું ગયું. રાત્રી જામતી ગઈ તેમ અચલાનો કંઠ વધુ ને વધુ કરુણ બની ગયો. ને છેવટે ગાનની સાથે રુદન પણ ફૂટી નીકળ્યું.

"આ પથ જ્યારે આવશો
અંધારમાં જાણી જશો
રજનીગંધ સુવાસ ભરી મુજ મંદિરે."

તે ગાનના થાકમાં અચલાના હૃદય પ્રદેશે હજારો પ્રશ્નો ખડા થઈ જવાબો માંગવા માંડ્યા—

"પણ એ કોણ દેખી શકે તેમ છે? મંદિરમાં આજ પૂજારણનો અર્ઘ્ય છે. એજ રજનીગંધની સુવાસ ફેલાઈ રહી છે. કિન્તુ હાય રે હાય! પોતે તો નથી જાણતી કે નથી અનુભવી શકતી કે આ રંજનીગંધ કોના હૈયાની વાસના દોરાવે છે. આજ એ ફુલરૂપે પ્રગટ થઈ પોતાના જ પ્રાણની કથા નીરવ ગંધ રુપે પ્રસારી રહ્યાં છે તેની તેને ખબર નથી." સંધ્યાને પણ ગીતની કરુણતાએ હચમચાવી મૂકી. આંસુની સેર ચાલતાં તેનાથી ના રહેવાયું—

"ઓ મોટીબેન! તમે એ ગીત રહેવા દો. હું એ ગીત નહિ જ શીખું. એ ગાન સાંભળતાં જ મારા હૈયામાંથી રૂદનની સેરો ફુટે છે." સંધ્યાએ પ્રાર્થના કરી.

અચલાની ધ્યાનસ્થ દ્રષ્ટિ પાછી ફરી. તેણે જોયું કે સંધ્યાની બેઉ આંખો આંસુથી ભીંજાઈ રહી હતી.

એક ઊંડો નિઃસાસો નાંખી સંધ્યા બોલીઃ "આહ, આ કોના હૈયાની વેદના મૂર્તિમાન બનીને આ ગીતમાંથી સરી પડે છે બેન? મનમાં થાય છે કે, જાણે તે આંખની સામે આવી ઉભેલ છે. પણ તેનો ચહેરો સ્પષ્ટ દેખાતો નથી, પણ છાયાની જેમ ભાસ થાય છે. તેની બેઉ આંખો જાણે આંસુથી ભરેલી છે, મુખ સુકાઈ ગયેલું છે, દેહ જીર્ણશીર્ણ થઈ ગયેલો છે, ચાલવા જતાં તે પડી જાય છે. ખરેખર બેન! તમારા ગીતમાં કેટકેટલી કલ્પના મૂર્તિઓ આંખની સામે આંકી દે છે તે ગણતાં પાર આવે તેમ નથી. ગમે તેમ હો,

પણ હવેથી તમે એ ગાન ન ગાશો. એ ગાન સાંભળવાથી મારી છાતીમાં જાણે કાંઈનું કાંઈ થઈ જાય છે."

અચલા આ સાંભળી રહી. તેણે માત્ર એક નિસાસો નાંખ્યો અને ચૂપ રહી.

આજ નવ વાગતા પહેલાં અચલાને ઊઠવું પડ્યું. માસીબાની તબિયત ઠીક ન હતી. અને નોકરડી જતી રહી હતી. તદુપરાંત આજ તેનું મન પણ સ્વસ્થ ન હતું.

તે રાત્રે શિરીષ સંધ્યા તરફ ઊંચે મોંઢે જોઈ શક્યો નહિ. તેણે તો માન્યું જ કે નક્કી પોતાનો ભૂતકાળ સંધ્યાને હવે માલુમ પડી ગયો હશે, કારણ કે પ્રસંગ આખોય તેવો જ હતો. તેના મનમાં થતું જ હતું કે, આજ તો પકડાઈ ગયો. આજ તેનું રહસ્ય ગુપ્ત રહેવું તદ્દન મુશ્કેલ હતું. આજે તે અચલાને જોઈને એવી રીતે ભાગી ગયો હતો કે જાણે તેને ભૂતની ચોટ ન લાગી હોય! સંધ્યાના મનમાં શું એથી સંદેહ પેદા નહિ થયો હોય?

આમા દ્વેધા મનવાળો શિરીષ સંધ્યાના ખંડમાં આવ્યો ત્યારે સંધ્યાએ તો બાલ-સ્વભાવ પ્રમાણે તેનો ઉધડો લઈ નાખ્યો. તેને તો આ વાતની કાંઈ શંકા પણ નહોતી.

"વાહ, કેવા માણુસ છો તમે તો! એવી રીતે તમારાથી નાસી જવાથી બેનના મનમાં કેવો ખ્યાલ આવે? એ આપણા ઘર માટે કેવો ખ્યાલ બાંધે? બેન તમને આજે જાણી ગયાં કે તમે કેવા માણસ છો? આટલું બધું તમે ભણ્યા છતાં સ્ત્રીઓ તરફ માનપૂર્વક શી રીતે વર્તવું તે તમે શીખ્યા નથી, ખરેખર, તમારી ગામડીયાની ચાલ હજી પણ ગઈ નથી. બેન બિચારાં શરમનાં માર્યાં લાલચોળ બની ગયાં......"

"લાલ નહિ સંધ્યા, પણ કહે કે બેગુણ બની ગયાં......"

સંધ્યા ઝટપટ બોલી ઊઠી. તેનું મુખ રોષથી લાલ થઈ ગયું હતું. "હા, ભાઈ હા, સામે ઉભા રહેવાની તો તમારી હિંમત ન હતી અને હવે વાતો કરે છે કે આમ થયું ને તેમ થયું. એવી રીતે જાણી જોઈને પોતાની વિદ્યાનું લીલામ કરાવ્યું, બીજું શું? એક છોકરીની સામે ઉભા રહેવાની તો તમારામાં હિંમત નથી! શી વાત કરો છો તમે? શરમાઓ જરા." ને સંધ્યાએ નાકનું ટેરવું ફૂલાવ્યું. શિરીષ આ પત્ની તરફ હેત તથા ક્ષોભથી જોઈ રહ્યો.

શાંતિપૂર્વક શ્વાસ હેઠો મૂકી શિરીષ બોલ્યો: "ઠીક સંધ્યા, તારી વાત કબુલ કરું છું. મારી એમ. એ. સુધીની વિદ્યા નકામી છે. અને હું ગામડાગામનો જડભરત છું. તારી મોટીબેનનો રંગ શરમથી ગમે તેવો થયો, તે વાત જવા દે. પણ પછી શું થયું તે કહે"

શિરીષની આવી માગણીથી સંધ્યા નખશીખ પર્યંત રોષથી સળગી ઊઠી. તે બોલી: "તે પછી થયું મારું માથું. હું તમારી સામે લમણાઝીક કરવા નથી માગતી."

તેનો હાથ પકડી શિરીષ બોલ્યો: "આમ તો આવ! થોડી વાતોચીતો તો કરવા દે! તે પછી તારી મોટીબેન આજે બીજું કાંઈ કહેતાં હતાં? મને લાગે છે કે એમણે મને એવાં વિશેષણોથી નવાજ્યો હશે કે તારી કોમળ હૈયાને બહુ દુઃખ લાગ્યું હશે. સતી સાધ્વી સ્ત્રીઓનો એ સહજ ધર્મ છે કે, કોઈ તેમના સ્વામીની નિંદા કરે તો તેમનાથી તે સહન ન થાય. તેમને જાણે ખડમાં અગ્નિ પડ્યા જેવું લાગે છે."

સંધ્યા હાથ ઝપટ મારી છોડાવી લેઈ બોલી: "જરાપણ નહિ. મારે શી ગરજ છે કે તમારી નિંદા સાંભળીને મને દુઃખ

થાય ! આ વાત સાંભળીને મને ભારે દુઃખ અને હસવું આવે છે. હવે છાનામાના ચૂપચૂપ પડી રહીને ઊંઘો. હું હવે જાઉં."

નિમિષવારમાં સંધ્યા ત્યાંથી ચાલી ગઈ.

નિર્દોષ પત્નીની આવી વિચિત્રતાથી પ્રસન્નતા અનુભવી રહેલો સ્વામી માત્ર મનમાં હસી રહ્યો. થોડી વારે તે એક પુસ્તક લઈ વાંચવા બેઠો. સંધ્યાને પોતાના એકાએક ભાગી જવાથી કાંઈ શંકા આવી ન હતી તે જાણીને તે મનમાં સંતુષ્ટ થયો.

ખોલેલી ચોપડી એમને એમ મોં આગળ પડી હતી. મંદવાયુ ક્વચિત ક્વચિત તેનાં પાનાં ફેરવી રહ્યો હતો. શિરીષ વિચારમાં ને વિચારમાં આત્મભાન ભૂલી ગયો હતો.

'એજ એ અચલા અને એજ એ પોતે. તે સંધ્યાને પરણ્યો અને અચલા પણ બીજે પરણી. પરંતુ તે દિવસોની વાત કોઈ પણ ભૂલી શક્યું છે ? પોતે તો નથી જ ભૂલ્યો અને અચલા પણ નથી ભૂલી એમ તેને લાગ્યું. જો ભૂલી ગઈ હોત તો તેનાથી સદા દૂર રહેવા માટે આટલો બધો પ્રયાસ શા માટે કરત ? એકે માર્ગ ન સૂઝવાથી ઉદર નિર્વાહ માટે તેને પોતાના બારણે ભાગ્ય યોગે આવવું પડયું છે. પરંતુ શિરીષ સન્મુખ તે માત્ર આજ પર્યંત બે વાર જ દેખાઈ હતી. તે દિવસે પહેલી દેખાઈ ત્યારે તેનું મુખ શબના જેવું મલિન બની ગયેલું હતું. બે હાથે વેદનાથી ચૂર્ણ થઈ જતી છાતીને પકડી રાખી જેમ તેમ કરી નીચે મુખે અસહાય દશામાં તે ઊભી હતી. તે કરુણ અસહાય મુખ શિરીષના મનમાં દોરાઈ રહ્યું હતું અને આજે ?......તેની આંખની દ્રષ્ટિ કેવી હતી ? તેના મુખ પર કેવા ભાવ ફૂટી નીકળ્યા હતા ? હાય અભાગણી નારી ! જે ઘરની તું સ્વામિની થવાની હતી. તેજ ઘરમાં તું આજે એક પગારદાર નોકર માત્ર બની છે ! એ ઘરમાં તને આજે સ્વતંત્ર રીતે ડગલું દેવા પણ અધિકાર નથી વગેરે.'

અને આ વિચારોએ તેના મૂખ ઉપર વિષાદની છાયા છવાઈ વેદના જાણે તેના મુખ ઉપર મૂર્તિમાન ખડી થઈ ગઈ. ને અચલા તેની વાત પણ જાણે વ્યથાભરી છે. તે હસે છે, પણ જાણે મા રુદનનું રૂપાંતર હોય એમ લાગે છે. હાય અભાગણી ! ઉદરનિર્વા માટે તું કોના દ્વારે આવી ઉભી છે ? તેના જ દ્વારે કે જેણે તાર સુખ, શાંતિ, આનંદ, સર્વસ્વ લૂંટીને તને રસ્તાની ભિખારીણું બનાવી છે. હાય, તેના જ બારણે તું ભીખ માગવા લાગી છે ?

પુસ્તક મોંઢા ઉપર ઢાંકીને શિરીષ ચૂપચાપ પડ્યો હતો. તેન મનમાં વિચારોની પરંપરા ચાલી રહી હતી. થોડીવાર પછી સંધ્ય આસ્તેથી તે ખંડમાં આવી. ઉંઘવાનો ડોળ કરી પડેલા સ્વામી તર નજર કરી લઈ દીવો હોલવી તે બહાર નીકળી અને બહારથી કમા આધાં કરી ચાલી ગઈ.

સંધ્યા બિચારી શું જાણે કે પતિના મનમાં તે વખતે કોન વિચારોનું તૂમુલ ચાલી રહ્યું છે !......



## [ ૪ ] મહેમાન

"અતિથી દેવોની પ્રસાદી છે."

માસીઆ બિન્દુવાસિની લાંબા વખતથી સ્વામી સાથે પરદેશમાં જ રહેતાં હતાં. તેમનો પતિ આધુનિક વિચારનો માણસ હતો. સામાજિક રૂઢીના કોઈ પણ બંધનોને તે સ્વીકારતો નહિ, છતાં તે સમાજનો સંપૂર્ણ ત્યાગ કરી શક્યો ન હતો. પરંતુ આવી વિચિત્ર રીતભાતને લીધે દેશમાં—વતનમાં તેનું સારું બોલાતું નહોતું. ટીકા એ સમાજનો જન્મ સિદ્ધ હક્ક છે. ટીકા મનુષ્યના વ્યક્તિત્વ ઉપર, રહેણીકરણી ઉપર કરવી તે સમાજને વગર વિચારે કૂદી પડવાનું સ્થાન છે. આથી કરીને આવા સમાજથી બચવા તેણે કલકત્તામાં જ એક નાનું ઘર રાખ્યું હતું અને પોતાની સ્ત્રી સાથે તે ત્યાં જ રહેવા લાગ્યો. તેમને કાંઈ સંતાન હતાં નહિ એટલે જીવનના શેષ દિવસો પસાર કરવામાં બહુ મૂસ્કેલી આવતી નહિ.

આવા સ્વામીની સ્ત્રીને પણ અનેક સંસ્કારોનો ત્યાગ કરવો પડે છે. ફરજીયાત રીતે બિન્દુવાસિનીને પણ ઘણા સંસ્કાર છોડી દેવા પડ્યા હતા. તેનું મન ઉદાર અને સરળ હતું. ભગવાનનું નામ લેવામાં અને મહોલ્લાનાં છોકરાંને લાડ લડાવવામાં, હસાવવા ખીલાવવામાં

તેના દિવસો વીતી રહ્યા હતા. બહુ સ્પર્શાસ્પર્શના હાઉને બિન્દુવાસિની નહિ માનતી હોવાથી તમામ કોમનાં બાળકો તેની પાસે છૂટથી આવી ખેલતાં ને આનંદ કરતાં.

આમ બિન્દુવાસિની સ્નેહાળ તથા સમદષ્ટિવાળી હતી. જગતને ચાલતે રસ્તે કાંઈ ખોડ-ખાંપણ કાઢવી તે પાપ છે તેમ સમજતી હતી. ને આવી સ્નેહાળ માસીબા પાસે આવી ત્યારે અચલા બચી ગઈ. અને જ્યારે અચલાએ સાંસારિક વિટંબણાઓ જોઈને કંઈક કામે વળગવાની ઇચ્છા દર્શાવી ત્યારે બિન્દુવાસિનીએ ખૂશ થઈ એટલું જ નહિ પણ તે માટે સંમતિ પણ આપી. તેને વિશ્વાસ હતો કે, બહાર જવા માત્રથી છોકરીઓનો ધર્મ લૂંટાઈ જતો નથી. ઉલટું છોકરીઓ બહાર નીકળી બહારના જગતના સંપર્કમાં આવી તેને યથાર્થ રીતે ઓળખતાં શીખે છે. !

આમ હોવાથી માસીબાની પૂરેપૂરી રજા તથા પ્રોત્સાહન પછી અચલાએ જીવનનો આરંભ નવા જ કાર્યથી કર્યો. આમ દિવસો ઠીક ઠીક પસાર થઈ રહ્યા હતા. પણ તેવામાં વળી એક દુર્ઘટના બનવા પામી.

બિન્દુવાસિનીને એક દિયર હતો. ઘણા વર્ષો પહેલાં પોતાના ભાઈની વિરુદ્ધ આચરણ કરવાની શરુઆત તેણે જ કરી હતી. પોતાના વતનમાં તેણે જ વાત ઉડાડી હતી કે, તેનો ભાઈ અને ભાભી બેઉ ખ્રિસ્તી બની ગયાં હતાં. તે પછી નરેન્દ્રનાથ જ્યારે બિન્દુ સાથે દેશમાં ગયો ત્યારે તેણે આ વાત સાંભળી. તેને એ પણ ખબર પડી કે, પોતાની વિરુદ્ધનો પ્રચાર કરવામાં પોતાના સગા ભાઈનો જ હાથ હતો. આથી તેણે દુઃખીત મને વતનનો ત્યાગ કર્યો. તે પછી ફરીને કદી દેશમાં ગયો જ ન હતો. પોતાના ભાઈના વર્તનનો કારી ઘા તેના હૃદયને લાગી ચૂકયો હતો. ગમે તેમ થાય પણ હવે ભાઈ

તરફ જોવુંજ નહિ તેવી તેણે મનમાં ગાંઠ વાળી હતી. અને આવા વિસંવાદી વિચારોમાં તથા બળતા વેરની ધૂનમાંજ નરેન્દ્રનું મૃત્યુ થયું. બિન્દુવાસીની વિધવા થઈ તથા અસહાય થઈ પડી. નરેન્દ્રના મરણના સમાચાર નગેન્દ્રનાથને કાને તુરત જ આવ્યા હતા. પરંતુ અનેક કારણોને લીધે તેણે ભાઈની વિધવાની ખબર સરખી પણ લીધી નહિ. એક કારણ એ કે, ભાઈની વહુ ખ્રિસ્તી હતી. પોતે પરમ પવિત્ર હિંદુ હતો એટલે કીરસ્તાનની છાયા પડે તો પણ ભ્રષ્ટ થવાય! બીજું કારણ એ કે, આ બધી મૂશ્કેલી વટાવી કલકત્તાના ઘરના વારસાના લોભે તે કદાચ ત્યાં જાય તો પણ રાંડીરાંડ ભાભીને હવે તેને આદરથી બોલાવે કે કેમ તે વાતની તેના મનમાં શંકા હતી. આથી બે વર્ષ જેટલો લાંબો ગાળો જવું કે નહિ તેનો વિચાર કરવામાંજ વીતી ગયો હતો. છેવટે જ્યારે તેના સાંભળવામાં આવ્યું કે, ભાભીની બેનની દીકરી અચલા તેની પાસે આવીને રહી છે, ત્યારે તેના મનને ભારે આઘાત લાગ્યો. નગેન્દ્રને લાગ્યું કે, કલકત્તાનું મકાન પોતે પોતાના હિંદુપણાની શેખીમાંજ કદાચ ગૂમાવી બેસશે. આથી તેણે હવે ઢીલ કરવામાં સાર ન જોયો. તેણે ઘરમાં સૌને ખબર આપી દીધી કે, "ગંગાસ્નાન કરવા માટે કલકત્તા જવું છે, માટે બધું ઠીકઠાક કરી તૈયાર થઇ જાઓ." કોઈપણ રીતે કલકત્તાવાળું ઘર પોતાને પ્રાપ્ત થઈ શકે તો તેમ કરી લેવા નગેન્દ્રનાથ અધિરો બન્યો. તે માટે યોગ્ય પ્રયાસ કરવાનો સમય આવી ગયો હતો એમ તેને લાગ્યું. જેથી વધુ વિલંબ થતાં કામ મુશ્કેલ બની જાય એમ તેની માન્યતા હતી.

છતાં પણ તેના મનમાં એક જાતની ગ્લાનિ ભરાઈ બેઠી હતી! પોતે બ્રાહ્મણ હોવા છતાં ખ્રિસ્તીના ઘરમાં જવા તૈયાર થઈ રહ્યો હતો. પણ મન મનાવતો હતો કે ગમે તેમ, પણ ગંગાસ્નાન કરવાથી એ પાપ તો ધોવાઈ જશે. માણસ પોતાના આત્માનો દોર્યો ચાલે તો દુનિયાભરનાં પાપ નાશ પામે. પણ માણસ જીવનની સાચી

બીનાએ જોતાં જ શીખ્યો નથી. પોતાના સ્વાર્થ માટે આત્માના અવાજને પેટીમાં પૂરતાં તેને કયાં વાર લાગે છે ? પરિણામે નગેન્દ્રબાબુ કલકત્તાના મકાનનો મોહ મૂકી શકયો નહિ તથા આત્મ વંચનામાં પડયો. અને કલકત્તાનું એ મકાન ? તેનું તો કાંઈ નહિ. એક મકાનમાં મુસલમાન ભાડુત રહેતો હોય છે અને તે ખાલી કરીને જાય છે કે તુરત બીજો હિંદુ ભાડુત આવીને રહે છે. એટલે એનો તો કાંઈ વાંધો નહિ. ઘેર પાછા આવીને થોડું ગોમય લઈ પ્રાયશ્ચિત કરવાથી નાડી શુદ્ધ થઈ જશે અને બહારનો મેલ તો ગંગાસ્નાન વડે જ ધોવાઈ જશે. !

આ પ્રમાણે દેહ પ્રાયશ્ચિત્તની કલ્પનાના જોરથી એ બ્રાહ્મણ સંતાને પોતાના મનનું સમાધાન કીધું. પછી એક દિવસ સ્ત્રી, પુત્ર, કન્યા, જમાઈ વગેરેનું લાવલશ્કર સાથે લઈને તેઓ કલકત્તા તરફ રવાના થયા.

નીકળતાં પહેલાં ભોજાઈ પર પત્ર લખી જણાવ્યું હતું કે, પોતાને માટે ઘરમાં જૂદી સગવડ રાખવામાં આવે. કારણ પોતે ઘણા દિવસથી ભાભીને મળ્યો ન હોવાથી મળવા માટે કલકત્તા આવી રહ્યો હતો. ભાભીનાં દર્શન સાથે ગંગાસ્નાનનો લાભ લેવાની ઈચ્છા પણ પત્રમાં વ્યક્ત કરવામાં આવી હતી. તે પછી વિનયભરી ભાષામાં જણાવ્યું હતું કે, “ આપ તો જાણો છો કે હું એક ચૂસ્ત બ્રાહ્મણ છું. આથી મારા દેવસેવાના ઠાકોરજીને તો સાથે લાવીશ. ”

આ પત્ર વાંચીને પોતાનો દિયર એકલો જ કલકત્તા આવે છે એમ માનીને બિન્દુવાસિનીએ ઘરનો ઉપરનો એક જ રૂમ સાફ કરાવી રાખ્યો હતો. પણ જ્યારે આ આખું લશ્કર બે ગાડીઓ ખાલી કરીને તેના ઘરમાં દાખલ થયું ત્યારે તેને જોઈને બિન્દુવાસિની તો ઠરી જ ગઈ.

આમ હોવા છતાં પણ આદરપૂર્વક તેમનો સત્કાર કરી તે સૌને ઉપર લઈ ગઈ. ઉપરનો ઓરડો બતાવીને તે બોલી: "હમણાં સહુ આ ખંડમાં બેસો, તે દરમ્યાન હું પાસેનો ઓરડો પણ ખાલી કરી આપું છું. દિયરજીનો પત્ર આવ્યા પરથી હું તો એટલું જ સમજી હતી કે એ એકલા જ આવવાના હશે. કલકત્તાનાં ઘર બહુ સગવડવાળાં નથી હોતાં. આ આખા મકાનમાં માત્ર ત્રણ જ ઓરડા સુવા બેસવા લાયક છે."

એ રીતે મહેમાનોનું સ્થાન નક્કી થઈ ગયું. ઉપરના બેઉ ઓરડા તેઓ દબાવીને બેઠા. નીચેનો અવાવરુ અને અંધારો ભાગ માસીબા અને અચલા માટે રહ્યો. રાંધવાના ચૂલાઓ ઉપર દેરાણીએ અબોટ કરી ગંગાજળ છાંટી પવિત્ર કરી પોતાને કબજે લીધા અને ત્યાં બિન્દુવાસિની કે અચલાને પેસવાની મનાઈ કરવામાં આવી. આમ આ બે સ્ત્રીઓ ઘરની માલીક હોવા છતાં બધી વાતોમાં પરાધિન બની ગઈ. આવનારાઓએ ગોમય અને ગંગાજળની સહાયથી આખું મકાન, દીવાનખાનાં સુદ્ધાંત પવિત્ર કરી નાંખ્યાં.

નગેન્દ્રબાબુ માથાની ચોટલી પર હાથ ફેરવતાં ફેરવતાં ચિંતાતુર બની બોલ્યા: "તો—એકાદ તુલસીનો રોપ નથી ખરું? અમે હિન્દુ રહ્યા એટલે ભાભી, તમારે ઘેર આવ્યા છીએ તો એકાદ તુલસી રોપ રાખવો જોઈશે. અમે રહીએ ત્યાં સુધી તો ખાસ રાખવો જોઈશે."

બિન્દુવાસિની વ્યગ્ર બની બોલી: "એની ચિંતા ન કરશો દિયરજી? હું હમણાં જ તુલસીનો રોપ લાવી દઉં છું."

તે બહાર જવા લાગી, પણ તે જ વખતે માથું ધુણાવી નગેન્દ્રનાથ બોલ્યા: "ઉંહું, તેવું ન થાય ભાભી! તમારી સાથે ચાકરને લઈ જાઓ, તે તુલસી રોપ અહીં લાવી દેશે."

આવા વર્તાવથી હતાશ બનેલી બિન્દુવાસિની બોલી: "તો ભલે, ચાકર દ્વારા આ પાસેના મકાનમાંથી તુલસીનો રોપ મંગાવી લઉં છું."

દિયરની આવી સંકુચિતતા જોઈ બિન્દુવાસિનીનું હૃદય જે પ્રથમ પ્રસન્ન થયું હતું તે ખીન્ન થયું, છતાં પણ તે ચાકરને સાથે લઈને બહાર ગઈ અને થોડીવારે તુલસીનો રોપ ઉપડાવી લાવી.

નગેન્દ્રનાથે એક ટીનના ડબામાં માટી ભરી શુદ્ધચિત્તે તેમાં તુલસીનો રોપ ગોઠવ્યો અને પછી બોલ્યા: "એક વાત કરું ભાભી? આ ઝાડ બહુ પવિત્ર છે. તમે તે નહિ માનતા હો. પણ કૃપા કરી હું કહું એટલા દિવસ જો આ તરફ તમે ન આવો અને જુદાં જ એક બાજુએ રહો તો......"

બિન્દુવાસિની વચ્ચે જ શુષ્ક સ્વરે બોલી ઊઠી: "અમે દૂર રહીશું પછી શું હરકત છે દિયરજી? અહીં આવવાની અમારે જરૂર પણ શી છે વારુ?"

"પણ તમારી ભાણેજ આવશે તો?" નગેન્દ્રનાથે પૂછ્યું.

"ના, એ આ તરફ નહિ આવે, તેની માસી જેટલી દૂર રહેશે તેટલી જ એ પણ તમારાથી દૂર રહેશે. તમે ચિંતા કરશો જ નહિ."

અચલા વિસ્મયપૂર્વક આ બધો પ્રસ્તાવ જોઈ રહી હતી. એકવાર નીચેના ભાગમાં વાતચીત કરવાની તક મળતાં તેણે પૂછ્યું: "માસીબા, આ બધી શી ધાંધલ છે?"

માસી ચૂપ જ રહી. જાણે અચલાની વાત તેણે સાંભળી જ ન હોય તેમ તે કંઈ જ બોલી નહિ.

"માસીબા, આપણી સૂવાની સગવડ તો જાણે ઓરડામાં કરી લેવાશે પણ રાંધવાનું ક્યાં કરીશું?"

માસીબા મુખ પર હાસ્યની રેખા પ્રગટાવવાનો મિથ્યા પ્રયાસ કરીને બોલ્યાં: "કેમ બેન, રાંધવાની જગાની શી ખોટ છે? આ ઓરડામાં એક બાજુએ કેટલીક ઈંટો ગોઠવી રસોઈ કરી લઈશું. એકજ વેળા રાંધવાનું છે. તું તો આમે બીજું કંઇ ખાતી નથી અને ભાત શાક બનાવી લેવામાં શું હરકત પડવાની છે તે કહેજો?"

માસીના કહેવા પ્રમાણે જ ગોઠવણ કરવામાં આવી. ઓરડાના એક ભાગમાં ઇંટો ગોઠવી એક નવો ચુલો તૈયાર કરી તેના ઉપર રસોઈ બનાવવામાં આવી.

સાંજની વખતે જ્યારે અચલા સંધ્યા પાસે જવા સારું તૈયાર થઈ ત્યારે બધાય તેનો અભિનવ—સજાવટને આંખ ફાડીફાડીને જોઈ રહ્યાં. તે પછી જ્યારે દરવાજા ઉપર અચલાને તેડવા મોટર આવીને ખડી થઈ ત્યારે તો આખા ઘરમાં જાણે ભારે કોલાહલ થઈ રહ્યો. નગેન્દ્રનાથ પોતે પણ બહાર આવીને જોવા લાગ્યા અને સ્ત્રીઓ બારી તથા બારણાંમાંથી જોવા લાગી અને માંહેમાંહે વાત કરતી ઠઠ્ઠા ઉડાવવા લાગી.

"બેન, મોટરગાડીમાં કોણ જવાનું છે? તમારી બેનની દીકરી ક્યાંય જવાની છે કે શું?" દેરાણીએ પૂછ્યું.

બિન્દુવાસિની મનમાં તો ઘણી બળી રહી હતી એટલે શું ઉત્તર આપવો તે તેને તુરત સૂઝ્યું નહિ. પણ હાથમાં સંગીતની ચોપડી લઈ ઊભેલી અચલા જરા હસીને બોલી: "માસીજી, હું ભણાવવા માટે જાઉં છું. એક છોકરીને સંગીત શીખવવા માટે હું રોજ જાઉં છું અને તેની જ મોટર મને રોજ તેડવા માટે અહીં આવે છે."

બધાં જ વિસ્મિત બની તેના તરફ જોઈ રહ્યાં. નગેન્દ્રનાથ આ સાંભળી બહુજ નવાઈ પામ્યા. તેમનો સુયોગ્ય પુત્ર અવિનાશ

હાથમાંની બીડી મોંમાં ઘાલી એક જોરદાર સડાકો લગાવી બોલ્યો: "ગજબ, કળિકાળ કેવો હળાહળ વ્યાપી ગયો છે!"

જમાઈરાજ મોહિતબાબુ વિરક્ત બની ત્યાંથી દૂર ખસી ગયા.

મોટરગાડી અચલાને લઈને ચાલી ગઈ. અંદર આવતાં નગેન્દ્રનાથ બિન્દુવાસિનીને સંબોધીને બોલ્યા: "ભાભી, આ તમારી કેવી જાતની સ્વતંત્રતા, તેની મને સમજ નથી પડતી. આવી ધમાલ કરવાનો શું અર્થ છે વારું?"

શુષ્કભાવે બિન્દુવાસિની બોલી: "શી સ્વતંત્રતા જોઈ દિયરજી?"

નગેન્દ્રનાથ બોલ્યા: "ભાણેજીને જ્યાં ત્યાં રખડવા જવા દો છો તે. અત્યારે શું એને એકલીને રઝળવા જવાનો સમય છે? આ બધી તમારી ધાંધલ મને તો બીલકુલ પસંદ નથી. કારણ જુની કહેવત છે કે "સ્ત્રીને સ્વતંત્રતા આપવાથી..." વગેરે બોલતા બોલતા તેઓ ઉપર ચાલ્યા ગયા. છેવટે તે શું બોલ્યા તે બરાબર સાંભળવામાં ન આવ્યું.



## [ ૫ ] મોહિતનો પરિચય

બિન્દુને પોતાનાજ ઘરમાં કેદી બનવાનો વખત આવ્યો. ને છેવટે તે આવી પરતંત્રતાથી કંટાળી. તેને હરવા ફરવાની પણ છુટ ન હતી. પોતાના ઘરમાં તે બંધીખાને પડી. વધારામાં પોતાને દિયરનાં કુટુંબીઓને અડકી ન જવાય તે માટે તેણે ઘણું સાવચેત રહેવું પડતું. ખાસ તો બિન્દુવાસિની બહુ જ સ્વમાનપ્રિય હતી. પણ આ ચુસ્ત બ્રાહ્મણ કુટુંબને પોતાનો પરિચય આપી પોતે ખરેખર ખ્રિસ્તી ન હતી પણ તેમના જ જેવી હિન્દુ હતી, એમ સમજાવવામાં તેને સ્વમાનની હાનિ જણાવા લાગી. તે પહેલાં દરરોજ સવારે અને સાંજે ગીતાપાઠ કરતી પણ આ લોકોના આવ્યા પછી તે તેણે બંધ કર્યો હતો. તે લોકોએ તેને માટે જે ધારણા બાંધી હતી તેજ ભલે કાયમ રહે. એવી આંતરિક ઈચ્છા તેણે સેવવા માંડી હતી ને પોતાના મોદ્દાના જોરે તે લોકો પાસેથી કાંઈ પણ આદર પ્રાપ્ત કરવાની તેની ઈચ્છા ન હતી. પણ અચલાના વિચારો આથી જુદા જ હતા—તે તો આ કહેવાતા રૂઢિચુસ્તોને બનાવવાની તક શોધ્યા જ કરતી હતી. તે પોતે તો મહેમાનોનો આવો જુલમ

સહન કરી શકતી ન હતી. તેના મનમાં થતું કે, એકવાર ખરી હકીકત જણાવી આ લોકોના મિથ્યા દંભને દૂર કરું. તેમની આંખમાં આંગળી ઘોંચી તેમને બતાવી દઉં કે તમારી ધર્મચૂસ્તતાને આડંબર સર્વ નકામો છે અને તે અજ્ઞાનને લીધે ટકી રહેલો છે. જ્યારે સત્યનો પ્રકાશ ઝળહળી ઊઠશે ત્યારે પ્રલયનો એક ભીષણ ઝંઝાવાત ફૂંકાશે, ભીષણ ભૂમિકંપ થશે અને તે પળે આ ધર્માંધતાની ઈમારત તૂટી પડીને માટી ભેગી મળી માટી બની જશે. આ ધર્માંધ લોકોને સાચું સાન્ત્વન આપી શકે એવી કોઈ ચીજ તેમના આ આડંબરમાં અચલાને દેખાતી ન હતી.

નાગેન્દ્ર તથા તેનો પરિવાર આવ્યા પછી બિન્દુ કે અચલા ભૂલેચુકે પણ કદાપી ઉપર જતાં નહિ. પણ એક દિવસ અચલાને ઉપર જવું પડયું. ઉપરના મેડાના એક કબાટમાં અચલાની એક ચોપડી હતી. તે લાવવાની જરૂર પડવાથી અચલા આ પુસ્તક લેવા ઉપર ગઈ ત્યારે તારા તથા તેની પુત્રી રાણી ખુલ્લી અગાશીમાં કપડાં સૂકવતાં હતાં, તેમણે અચલાને પૂછ્યું: "કેમ, શું કામ માટે આવી છે ?"

અચલા બોલી : "પેલા કબાટમાં મારી એક ચોપડી છે તે લેવા માટે હું આવી છું."

તારાના હાથમાં કપડાં એમનાં એમ જ રહી ગયાં તે ચમકી ઊઠી. ને કહેવા લાગી : "પણ ત્યાં તો ઠાકોરજી છે, તમે ત્યાં શી રીતે જઈ શકશો ?"

અચલાને આ વર્તાવ ન ગમ્યો. સખ્ત સ્વરે બોલી: "શું મારા ત્યાં જવાથી ઠાકોરજી અપવિત્ર બની જશે એમ ? માસીજી, હું ખ્રિસ્તી નથી, હું તો તમારા જેવી જ હિન્દુ છું."

પણ તારા જવાબ આપે તે પહેલાં રાણી માથુ ધુણાવી બોલી:

"તો વટલેલા હિન્દુ હશો. અવિનાશ તો કહે છે કે, તમે હિન્દુએ નથી ને ખ્રિસ્તીએ નથી, તમે *'બ્રાહ્મ' છો. તે વાત સાચી છે. તમારી ચાલચલગત બધી તેવી જ છે. વળી એ લોકો તો દેવ-દેવતાનેય માને છે પણ તમે તો તેનેય નથી માનતાં." રાણી આટલા શબ્દો બોલી રહી ના રહી ત્યાં તો તારા જાણે પોતાની પુત્રીનીજ વહારે આવી. "તમારી સાથે તો અમારા જમાઈનો બરોબર મેળ ખાય. મારો જમાઈ તો જાણે ગોરો સોલ્જર જ જોઈ લ્યો, તેની સામે આપણી કાંઈ જ વાત ચાલે નહિ. વાત વાતમાં તે બાંય ચઢાવી અવિનાશ સામે લઢવાને તૈયાર થઈ જાય. હું અવિનાશને કહું કે, બેટા તું ચૂપ રહીને એ જે બોલે તે સાંભળ્યા કર. બીજું શું થાય? મારો અવિનાશ તેને પહોંચી શકે નહિ ને?" પાછી શ્વાસ ખાઈ કાંઈક આંખો તાણી તે બોલી "તો તમે ચોપડી લેવા માટે આવ્યાં છો ખરું? મને ચાવી આપો હું ચોપડી કબાટમાંથી તમને કાઢી આપું છું." અને પછી હાથ જોડી ગળગળો અવાજ કરી બોલી "અને અહીં અમે જેટલા દહાડા રહીએ તેટલા દહાડા આ ભાગમાં તમે આવશો નહિ. અમારાથી અલગ રહો તો ઠીક." ને પછી સાડીના છેડા વડે આંસુ લૂછવા લાગી. અચલા તો આવો ઢોંગ જોઈ નવાઈ પામી.

અચલા જીદપૂર્વક બોલી ઊઠી: "ઉંહું એ નહિ બને. હું ચાવી આપી શકીશ નહિ. હું જાતે જ કબાટ આગળ આવીશ. મારા કબાટની ચાવી જેને તેને અપાય તેમ નથી. કારણ કે તેમાં મારી અનેક ચીજો પડેલી છે." તારા તો આટલાથી વધારે તાનમાં આવી.

તેને તો ગમે તે ભોગે ઝઘડો કરવો જ હતો એટલે તે તો વિરક્ત કન્ઠે બોલી ઊઠી: "તો શું મને ચોર બોર માનો છો? તમારી ચાવી મને આપવાથી શું હું તમારા કબાટમાંથી કાંઈક ચોરી લઈશ

---

* બ્રહ્મ સમાજીસ્ટ

એમ માનો છો ? એવાં ચોર ન સમજશો અમને ? ગરીબ ગામડાના માણસો એવા ચોર નથી હોતા, પણ ચોર તો હોય છે આ કલકત્તા શહેરના લોક. જઈને એમને કહું છું તે ઠાકોરજી ઊઠાવી લે. પછી તમે ફાવે તેમ અંદર ફરજો. ”

નગેન્દ્રનાથ પાસેના ઓરડામાંથી આ બધું સાંભળતા હતા. તે ઊંચા સ્વરે બોલ્યાઃ “ અરે ચાવી માગી લેને–અહીંથી ઠાકોરજીને ઊઠાવી ક્યાં મૂકવા ? ”

તારા બોલીઃ “ પણ અચલા કહે છે કે એ નહિ ચાલે. પછી શું કરવું ? એમનું ઘરબાર છે, એટલે એ જે હુકમ કરે તે માથે ચઢાવવો જ પડે, જે કહે તે સાંભળવું જ પડે. હમણાં જ અહીંથી ચાલ્યા જવાનું કહે તો ચાલ્યા પણ જવું પડે. અહીં આપણી વાત સાંભળે એવું કોણ છે ? ”

આ શબ્દોએ અચલાના અંતરમાં અપમાનની જબ્બર આગ ધખી રહી તેની બેઉ આંખમાં જવાળા પ્રગટી ઊઠી. તે કંઈક કહેવા જતી હતી, પણ પછી મનનો વેગ દબાવી ગૂપચૂપ નીચે ચાલી ગઈ.

હાય આ તે કેવા સંસ્કાર ! ઠાકોરજી જે ઓરડામાં હોય ત્યાં જવાય પણ નહિ ? કેવળ તેમના વ્યવહારથી જ નહિ પણ આ ધર્માંધ લોકોના આચાર વિચારથી અને તારાના ઘોર અજ્ઞાનથી અચલાના અંતરમાં ભારે ક્ષોભ પેદા થયો.

જે અખિલ જગતનો ઈશ્વર છે તેને શું આમ એકાદ જગાએ મર્યાદિત કરી રાખી મૂકાય ? નારાયણ શું માત્ર એ શીલામાં જ છે ? શું એને એકાંત જગોમાં પૂરી રાખવા માટે આટલી બધી ચિંતાની જરૂર છે ? હાય ભગવાન ! આ વિશાળ જગતમાંથી પોતાની જાતને

ખેંચી લેઈને તેં આ પથ્થરની મૂર્તિમાં જ માત્ર વાસ કર્યો છે? પ્રભુ! આ શું તમારી ઈચ્છાથી જ બન્યું છે! એ કેવી તમારી ઈચ્છા પ્રભુ : ના, ના. એવી તમારી ઈચ્છા હોય જ નહિ. પ્રભુ! તમે સર્વ જીવોમાં વ્યાપેલા છો, સર્વ જીવોમાં તમારો વિકાસ છે. આવી મર્યાદામાં તમે કદી પણ બંધાઈ ન શકો પ્રભુ! તમે અનન્ત છો, તમે અસીમ છો. તમારી કલ્પના કોણ કરી શકે? તમારું સાચું ધ્યાન કોણ કરી શકે? આ મુર્ખ લોકો આપને પથ્થરની શીલામાં આબદ્ધ કર્યા છે એમ માને છે. પરંતુ આપ તેમની સીમા ઓળંગી અખિલ વિશ્વમાં વ્યાપી રહ્યા છો તેની એમને ખબર નથી."

આમ વિચારતી અચલા સીડી ઉતરવા લાગી. અપમાનના ઝેર રૂપ આંસુનાં બે ટીપાં તેના ગાલ ઉપર ટપક ટપક ઝળકતાં હતાં. તેનું તેને ભાન નહોતું તેજ વખતે નીચેથી મોહિત ઉપર આવી રહ્યો હતો. વિચારમગ્ન બનેલી અચલાએ તેને જોયો ન હતો. પણ સાંકડી સીડીમાં બે માણસો સામસામે આવ જા કરી શકે તેમ ન હોવાથી મોહિત સીડીમાંથી પાછો ઉતરવા લાગ્યો. તેને પાછો વળતાં અચલાએ જોયો અને તે સીડીના મથાળે ઉભી રહીને બોલીઃ "આપ ઉતરશો નહિ. હું ઉભી રહું છું."

મોહિત ઉંચી નજર કરી અચલા તરફ જોઈ રહ્યો. પછી શાન્ત-ભાવે તેને નમસ્કાર કરી બોલ્યોઃ "આપ ઉતરી જાઓ, તે પછી હું ઉપર જઈશ."

મોહિત સાથે અચલાને આજે આ પ્રથમ જ વાતચીત થઈ. આજ પહેલાં તેઓને એક બીજા સાથે કાંઈ જ વાતચીત થઈ ન હતી. આજ તારાના મોંઢાથી અચલાએ તેનો થોડો પરિચય મેળવ્યો હતો. તેથી તે મોહિતના સ્વભાવ વિષે કંઈક અનુમાન બાંધી શકી હતી. આથી જ તે તેની સાથે આટલું બોલી શકી અને નીચે ઉતરતાં

ઉતરતાં સીડી આગળ ઉભેલા એ બલીષ્ટ દેહવાળા શાન્ત યુવક તરફ તેણે સંતોષભરી નજર ફેંકી.

અચલાના ઊતર્યા પછી જ્યારે મોહિત ઉપર ગયો ત્યારે ઉપરના ભાગમાં રીતસરની મીટીંગ બેસી ગઈ હતી. નગેન્દ્રનાથ, તારા, મોહિતની વહુ રાણી અને માંદલો અવિનાશ પણ એ મીટીંગમાં બેઠો હતો. મોહિતને જોતાં જ દોઢ હાથનો ઘૂમટો તાણીને રાણી ભાગી ગઈ. પણ આગળના ભાગમાં ઘૂમટો તાણવા જતાં પાછળનો બરડાનો ભાગ સંપૂર્ણ ઉઘાડો થઈ ગયો તેની રાણીને ગતાગમ રહી નહિ. એટલુંજ નહિ પણ ઘરનાં બીજાં બેઠાં હતાં તેમને તેમાં કાંઈ અજુગતું લાગ્યું નહિ.—મોઢું તો યુવાન પત્નીયે ઢાંકવું જ જોઈએ. પછી ભલે તેમ કરવા જતાં તેનો પૃષ્ટ ભાગ જનતાની નજરે પડે તેનો બાધ સમાજ ગણતો નથી—સમજણો કહેવાતો સ્વસુર પણ આ વાત નભાવી લે છે. આ આપણી સંસ્કારીતા ! મોહિતે પોતાની પત્નીને નાશી જતી જોઈ તથા ઉપરનો બનાવ જોયો એટલે તેનામાં પર માત્ર આછું સ્મિત ફરકી રહ્યું. તે સ્મિત પોતાની પત્નીના ભાગી જવાની પ્રફુલ્લતાથી પેદા થયું ન હતું, પણ દેશની છોકરીઓની રૂઢી પરંપરાથી ચાલતી આવેલી લજ્જાનું પ્રદર્શન જોઈ એ સ્મિત પ્રગટયું હતું.

મોહિત સંપૂર્ણ રીતે આધુનિક યુવક હતો. તે કલકત્તામાં બોર્ડીંગમાં રહીને જ બી. એ. નો અભ્યાસ કરતો હતો. તે બહુ ઉદાર અને સ્વતંત્ર વિચારનો હતો. ગામડાંની સ્ત્રીઓની આ ઘૂમટાની તથા લાજ તાણવાની પ્રથા તેને બહુ વિચિત્ર લાગતી હતી. પીઠ ઉઘાડી રહી જાય તો પણ મુખ ઉપર દોઢ બે હાથ લાંબો ઘૂમટો તાણવામાં આ દેશની સ્ત્રીઓ બહુ કુશળ છે. મોં ઢાંકયા પછી દેહ ખુલ્લો રહે તેની કાંઈ જ પરવા નહિ. ગામડાંની સ્ત્રીઓ છાતી સુધી ઘૂમટો તાણીને છોકરાંને સ્તનપાન કરાવે છે. આવી આવી જૂની રૂઢિયો

જોઈ તેને હસવું જ આવતું. ગમે તેમ પણ શરીરને ઉઘાડું રાખી મોંઢાને આ રીતે ઘૂમટામાં ઢાંકી રાખવાનો શું અર્થ છે તે મોહિત આજ સુધી સમજી શક્યો ન હતો.

મોહિતને જોતાં જ સાસુએ માથે છેડો નાંખી નાકપર્યંત ઘૂમટો ખેંચી લીધો અને પછી કહ્યું: "આવો બાબુજી ! આવો."

મોહિત બેઠો અને પૂછવા લાગ્યો: "શું થયું છે?"

નગેન્દ્રનાથે ઉત્તર આપ્યો: "અરે ભાઈ, એ વાત હવે કાંઈ કહેવા જેવી જ નથી. બે મહીના ગંગાતીરે ગાળીશું એવી અમારી ઇચ્છા હતી. પણ આ બધા બ્રાહ્મ–ખ્રિસ્તીઓના ત્રાસમાં હવે રહેવું શી રીતે? કંટાળીને હવે અમે બધાં પાછાં જવાનો વિચાર કરીએ છીએ."

લાલચોળ મુખવાળી અચલાને મોહિતે એવી રીતે અસ્થિર ડગલે નીચે જતાં જોઈ હતી કે, તે ઉપરથી જ મેડા ઉપર કંઈક નવાજૂની થયાની તેને શંકા આવી હતી. બનેલી હકીકતમાં બરોબર મીઠું મરચું ભભરાવી નગેન્દ્રનાથે સારી પેઠે વિસ્તાર કરી તે મોહિતને કહી સંભળાવી. ગામડાના ઘણાખરા પુરુષોમાં આ ગુણ હોય છે. સ્ત્રીઓને સ્વાભાવિક એવો આ ગુણ તેઓ પણ સહેલાઈથી ધારણ કરે છે.

મોહિત છાનોમાનો બેસી રહ્યો. એ છોકરી (અચલા)નો પરિચય તેને પ્રથમથી જ મળી ચૂક્યો હતો. કે અચલા કેવી તેજસ્વી નારી છે. તે જાણતો હતો. આથી અચલાનો પ્રત્યક્ષ પરિચય થયો તેના પહેલાંથી તે તેના તરફ શ્રદ્ધાથી જોતો હતો. આજની ઘટના સાંભળી તે ચૂપ રહ્યો. પરંતુ તેનું હૃદય બોલી રહ્યું હતું: "આવી જ

છોકરીઓ દેશમાં હોવી જોઈએ. આવી જ છોકરીઓ પોતાની તેજસ્વીતા વડે પોતાના જીવ્યાને સાર્થક કરી શકશે."

થોડીવાર બેસીને તે ઊઠ્યો અને ધીમે ધીમે નીચે ઉતર્યો.

પરસાળમાં એક બાજુએ બિન્દુવાસિની મ્લાન મુખે બેઠી હતી પાસે જ બેસીને અચલા કંઈક કરી રહી હતી. અચલા પાસેથી આખીય હકીકત તેણે સાંભળી હતી. તેનું હૃદય આખીય વાત જાણીને ખીન્ન થઈ ગયું હતું—નિરાશાથી ઉભરાઈ રહ્યું હતું. પોતે હવે શું થશે તેનો વિચાર કરતી હતી ત્યાં તો મોહિતનાં પગલાંનો અવાજ સાંભળી તેણે છેડો માથે તાણી લીધો પણ ઊભી થઈ નહિ.

મોહિત આગળ આવ્યા પહેલાં જરા ખચકાઈને ઉભો રહ્યો. તેમની પાસે જવું ઉચિત ગણાશે કે નહિ તેનો પળવાર વિચાર કર્યો. તે પછી તમામ ગડભાંજ અને સંકોચ છોડીને તે આગળ વધ્યો. તેણે બિન્દુવાસિનીને પગે પડી ચરણરજ લેવા પ્રયાસ કર્યો તેવી જ બિન્દુવાસિની સંકોચ પૂર્વક બોલી ઊઠી: "ના, ના. છટ્! એ શું કરો છો મોહિતબાબુ!"

"કરવું જ પડશે માજી. આપ ના કહેશો તેથી શું તે હું છોડી દઈશ? મા પાસેથી સંતાનને માગવાનો જે અધિકાર છે તે અધિકાર સાથે હું આપની પાસે આજે આવું છું. આપ શું આ બાળકને તેનાથી વંચિત રાખશો?"

આમ કહી મોહિતે પ્રયાસપૂર્વક બિન્દુવાસિનીની પગની રજ પોતાને માથે ચઢાવી લીધી.

તેને બેસવાનું આસન આપી વિષાદભર્યું હાસ્ય કરતી બિન્દુ-

વાસિની બોલી: "પણ ભાઈ, તમારું આ કામ બરોબર ન થયું હો. હું કોણ છું તે તમે જાણો છો?"

મોહિત નિરાંતે બેઠો અને પછી બોલ્યો: "બરાબર જાણું છું. દીકરો માને જેટલે દરજ્જે જાણે તેટલે દરજ્જે બીજું કોણ જાણી શકે છે? આપે મને પદધૂલી લેવા દેવામાં આટલી બધી આનાકાની કરી તે શા માટે કરી વારું?"

એક નિસાસો નાંખી મ્લાન મુખે બિન્દુવાસિની બોલી: "હું કોણ છું તે તમે નથી જાણતા."

"જાણું છું માજી! તમેજ એક સાચાં મનુષ્ય છો અને સત્યને આપે જ બરોબર પિછાની લીધું છે. એ લોકોની પેઠે મિથ્યા આડંબરની જાળમાં આપ રચ્યાંપચ્યાં નથી એજ સારું છે. આપ ખોટા આડંબરથી ઘૃણાપૂર્વક દૂર રહ્યાં છો એજ ઉચિત છે. આથી વધુ, આપને પિછાનતો હોવાની બીજી શી ખાત્રી આપું માજી? આપના જે વિચારો છે તેજ સાચા છે અને સત્ય જ લાંબો વખત ટકી શકે છે. બે દહાડા મિથ્યા આડંબરનો ડોળ ભલે દેખાય, પણ સત્યનો આંચકો લાગતાં જ તે નાશ પામશે. આપને એ લોકો ખ્રિસ્તી કહે છે, બ્રાહ્મ કહે છે. પણ આપ એમનો પ્રતિવાદ જ ન કરશો. એમને ફાવે તે કહેવા દો. આપ ખરેખર જો ખ્રિસ્તી હોત તો પણ હું આપની પદધૂલી આટલા જ ભાવથી મારે માથે લેત. હું તો એમ માનું છું માજી, કે માણુસ કહેવાથી તેમાં આખી માનવજાતનો સમાવેશ થઈ જાય છે. કારણ તમામ મનુષ્યોમાં એકજ ભગવાન આત્મારૂપે વસી રહ્યો છે. ખરેખર માજી! આજે આપણા હિન્દુસમાજની અજ્ઞાનતા વડે જ હિન્દુઓનું પતન થઈ રહ્યું છે. તેઓ સત્યને સમજતા નથી અને મિથ્યા આચારવિચારમાં જ મૂઢની પેઠે ડૂબી રહ્યા છે. હિન્દુ એ એક જાગૃત જાતિ ગણાતી હતી. પણ

આજે તે મરવા પડી છે, કારણુ તે તેનું ખરું ધ્યેય વિસરીને ખોટા ભૂલ ભરેલા માર્ગે વિચરી રહી છે. એ ભૂલભર્યા માર્ગે પ્રયાણુ કરવાથી તેને કેટલી મોટી હાનિ વેઠવી પડે છે, તેનો કોણુ વિચાર કરે છે માજી? ગમે તેમ, પણુ હિન્દુ જાતિ આજે મહાન હાનિ વેઠવા છતાંય પોતાની દૃઢ પ્રણાલિકા તોડવા તૈયાર નથી. આપ હિન્દુ હોવા છતાં આમ છેટાંને છેટાં રહો છો તે એ લોકોના ખોટા સંસ્કારને લીધે જ ને? આવું જ કરીને હિન્દુ સમાજે કેટલાય હિન્દુઓને આઘા હડસેલ્યા છે, કે જેને પ્રાપ્ત કરીને બીજા સમાજો ધન્ય થયા છે. તેઓ આપણા સમાજમાં રહ્યા હોત તો લાભ આપણુનેજ થાત. પણ કોણુ રહેવા દે? આપણે જ માંહોમાંહે કેટ-કેટલી નાનીમોટી નાતોની રચના કરી દીધી છે, એનું કોઈને ભાન છે? કહેવાઈએ તો છીએ બધાય હિન્દુ પણ તેમા કેટકેટલા ભેદભાવ છે? અનેક એવી નીચ જાતો આપણે ઉપજાવી છે કે જેનો છાંયડો પણુ આપણે લેતાં અભડાઈ જઈએ છીએ. એમના હૃદયમાં કેવું દુઃખ થતું હશે વારુ? એઓ કોઈ વખતે આપણે હાથે દુઃખી થઈ રહ્યા હોય અને એ દશામાં બીજાઓ તેમને લલચાવે એટલે એ બિચારા હિન્દુધર્મ છોડી ચાલ્યા જાય છે. એવા અનેક લોકો છે કે, જેમણે આવી જ રીતે હિન્દુધર્મ પર રોષ આણી બીજા ધર્મોનો સ્વીકાર કરેલો છે. તેઓ આજે હિન્દુ સમાજમાં પાછા આવવા માગે છે. પણુ આ સમાજ તેમને લેવા તૈયાર નથી. આજકાલ એ વિષયમાં ઠેકઠેકાણે ચર્ચા ચાલી રહી છે અને કેટલાક સ્થળે થોડાઘણા લોકો પાછા પોતાના મૂળ ધર્મમાં આવી પણુ ગયા છે. પરંતુ હજી સમસ્ત દેશમાં એ વાતનો સંપૂર્ણ સ્વીકાર નથી થયો. મને વિશ્વાસ છે કે તે પણુ થશે. એક એવો દિવસ આવશે કે જ્યારે સત્યના પ્રકાશથી સૌની આંખો ઉઘડી જ જશે. આજે જે અંધશ્રદ્ધા આપણે જોઈએ છીએ તે થોડાં વર્ષો પછી જરૂર અદૃશ્ય થઈ જશે."

મોહિતનું ભાષણ ક્યાં સુધી ચાલત તે કહેવું મુશ્કેલ છે. પણ અચલાથી આ યુવકની વાણીધારા ઉપર ધીમું હસી પડાયું—ને મોહિતની નજર તેના તરફ ગઈ. ત્યારે અચલા કાંઈક મુખ પ્હોળું કરી ખડખડ હસી પડી–બિચારી બિન્દુવાસિની તો આ યુવકના તેજસ્વી મુખ તરફ મુગ્ધ વિસ્મિત નેત્રોથી તાકી રહી હતી. અચલાનું મુખ પ્રફુલ્લ બની ગયું. અચલાનું હસવું જોઈ મોહિત થોડીવાર ભોંઠો પડી ગયો. તેને લાગ્યું કે પ્રથમ પરિચયે જોઈએ તે કરતાં પણ વધારે બોલાઈ જવાયું છે. તેથી કરીને તેના કાનની બુટીયો સુધી લોહી ધસી આવ્યું, ચતુર અચલા આ વાત સમજી ગઈ તે આ યુવકને વધારે નહિ શરમાવવાના ઉપદેશથી બોલીઃ “ઠીક, મોહિતબાબુ! આ લોકોના વિચારો સાથે આપના વિચારોનો મેળ પડતો નથી. તો પછી......”

સસ્મિત વદને મોહિત વચ્ચે જ બોલી ઉઠયોઃ “એ તો મોટીબેન! હું સમજી ગયો તમારી વાત. પણ એમાં શું થાય? જુઓ, જન્મ, મૃત્યુ અને લગ્નની વાતમાં મનુષ્યનું ધાર્યું જ હંમેશાં બનતું નથી. અને એને લીધે જ હું આ ધર્માન્ધ લોકો સાથે અનાયાસે ભટકાઈ પડયો છું. પણ મને હજી આશા છે કે, એમની આંખ ઉઘાડીને હું એમને આ અંધશ્રદ્ધામાંથી છોડાવીશ. તેઓ જાતે બ્રાહ્મણ છે તે બ્રાહ્મણ જ ભલે રહે, માત્ર આ અંધશ્રદ્ધા અને સ્પર્શાસ્પર્શની આડંબરભરેલી ધમાલ છોડી દે એમ હું ઇચ્છું છું. મને લાગે છે કે મારી આશા જરૂર સફળ થશે. નહિ થાય મોટીબેન?”

તેના આ સરળ ‘મોટીબેન’ સંબોધનથી અચલાના મનનો તમામ સંકોચ દૂર થઈ ગયો. તે ઉત્સાહથી બોલીઃ “થશે જ ભાઈ, તમારા જેવા યુવકો ધારે તો શું ન કરી શકે? આજ તમે વિદ્યાર્થી છો પણ આવતી કાલે તમે નાગરિક બનશો. તમારા મનનો ભાવ

તમે તમારી શક્તિ દ્વારા મૂર્ત કરી શકશો. અને એ રીતે હિન્દુ જાતિને માટે તમે એક આદર્શ યુવાન બની શકશો."

તે દિવસે પછી અનેક વાતોચીતો થઈ. મોહિત જ્યારે ત્યાંથી ઊઠયો ત્યારે તેનું મન પણ હલકું હલકું બની ગયું હતું. અચલાના મનનો અંધકાર દૂર થઈ ગયો હતો. અનંત વેદનાઓની વચ્ચે એક મિત્રને તેણે શાંતિધારક રૂપે જોયો અને તેને તેણે સહર્ષ વધાવી લીધો. તેઓ હિન્દુ છે, વિધર્મી નથી, એવું એક વ્યક્તિ પણ જાણી શકી, એથી માસી ભાણેજ બન્નેના મનનો પરમ સંતોષ થયો.



## [ ૬ ] મનોમંથન

"ભલે દૂર જ રહો વ્હાલા હૃદય છે વાંસળી ત્હારી-"

નાગેન્દ્રનાથનું લાવલશ્કર બિન્દુમાસીને ત્યાં ધામા નાખીને પડ્યું પછી અચલા અને તેમની વચ્ચે દરરોજ ચકમક ઝર્યાજ કરતી. તેનો આઘાત આ માસી-ભાણે જ ઉપર બહુ જ થતો પરિણામે-અચલાને શરીરે ઠીક રહેતું નહિ હોવાથી તે સંધ્યાને સંગીત શીખવવા માટે આવી શકતી નહિ. આમ બે ત્રણ દિવસ વીત્યા છતાં અચલા આવી નહિ. આ થયું હોવાથી-

ચિંતાતુર બનેલી સંધ્યા સ્વામી પાસે જઈ કહેવા લાગી: " જરા ખબર તો કઢાવો બેન કેમ આવતાં નથી ? શું થયું છે વારૂ ?"

અચલા કેટલા દહાડાથી આવતી નથી, એ વાતમાં શિરીષનું ખાસ લક્ષ્યજ ન હતું. તે માનતો કે અચલા રોજ આવતી જ હશે. તે કોઈ દિવસ નથી આવતી એવી આશંકા સરખી પણ તેના મનમાં ન હતી. વધારામાં તે દિવસની ઘટના બન્યા પછી પોતે ખૂબ જ સાવચેત રહેતો અને-બનતાં સુધી અચલાની નજરે પડતો જ નહિ. તે સાંજના પાંચ વાગતાં પહેલાં બહાર ચાલ્યો જતો અને રાતના અગિઆર પહેલાં કોઈ દિવસ ઘરમાં પાછો આવતો નહિ. પહેલાં તો તે સંધ્યાને સંગીત

વિષે પણ પૂછતો, પણ હવે તો તે વાત પણ કદી સંભારતો નહિ. સંધ્યા કદાચ કોઈ દહાડો તે વાત કાઢતી તો પણ વચ્ચે જાતજાતની આડી અવળી વાતો કાઢી સંધ્યાની વાતને ઉડાડી દેતો હતો. બાળક સંધ્યા સ્વામીની આ ચતુરાઈ સમજી શકતી નહિ જેથી હુંકારો દઈને સ્વામીની બીજી વાતોમાં લીન બની જતી.

સંધ્યાએ જ્યારે શિરીષને અચલાના સમાચાર મેળવવા માટે કહ્યું–ત્યારે શિરીષ બહાર જવા માટે અરીસા આગળ ઉભો રહીને માથાના વાળ ઠીક કરતો હતો. સંધ્યાની વાત સાંભળી તેનું મુખ મ્લાન બની ગયું. તેના ઉતરેલા મોંનું પ્રતિબિંબ આયનામાં તેણે જોયું અને તે ત્યાંથી બાજુએ ખસી ગયો અને પછી બોલ્યો: "નથી આવતાં ? રિસાયાં તો નથી ?"

સંધ્યા બોલી: "રિસાય શા માટે ? અને રિસાયાં હોય તો હું તમને કહેવા શા માટે આવું ?"

શિરીષ બારી બહાર નજર નાખતાં બોલ્યો: "કેટલા દિવસથી નથી આવતાં ?"

સંધ્યા થોડીવાર મનમાં ગણત્રી કરી બોલી: "સોમવારના દિવસથી આવતાં નથી. આજે શુક્રવાર થયો એટલે પાંચ દિવસ થયા. આજ પણ આવે એવું લાગતું નથી. તમે એક વાર કોઈને મોકલીને ખબર કઢાવો કે શું થયું છે, વારું ? તબિયત નરમ થઈ છે કે શું થયું છે, તેની ખાસ તપાસ કરવી જોઈએ. આપણા માણસોની સંભાળ રાખવાની આપણી ફરજ છે. છે તો પરધર્મી પણ......"

શિરીષ વિસ્મિત ભાવે પોતાની પત્નીના મુખ સામે જોઈને બોલી ઊઠયો: "પરધર્મી એટલે..."

"ખ્રિસ્તી ધર્મનાં." સંધ્યાએ ટુંકામાં કહી દીધું.

શિરીષ તે સાંભળી ખડખડાટ હસી પડ્યો: "શું કહે છે તું સંધ્યા! અરે તે ખ્રિસ્તી નથી. તારાજ જેવી હિન્દુ કુટુંબની તે છોકરી છે."

સંધ્યા સંદિગ્ધ ભાવે બોલી: "હા, પણ તેવું હોય તો તે ઠાકોરજીને પ્રણામ કેમ ન કરે? પ્રણામ કરવાની વાત કરતાંજ હસી પડે છે અને કહે છે કે, ઠાકોરજીએ મારું સર્વસ્વ છીનવી લીધું છે, છતાં હું તેમને પ્રણામ કરું? મારી પાસેથી પૂજન અર્ચન પ્રાપ્ત કરવાની જો ઠાકોરજીની ઈચ્છા હોત તો તે મને આવા વેશે શા માટે રાખત?"

એક ઊંડો નિસાસો નાંખી શિરીષ પ્રયત્ન પૂર્વક બોલી ઊઠયો: "સંધ્યા, એની વાત છાતી ફાટી જાય તેવી દુ:ખમય છે. ખરેખર, તેની વેદના બહુ ઊંડી છે. મહાવેદનાને કારણે જ એ એમ બોલે છે."

"પણ હું જે વાત નથી જાણુતી તે વાત તમે કેવી રીતે જાણી વારું? તમે તો કોઈજ વાર બેનની સામે પણ આવી શકતા નથી?"

શિરીષ હવે લેવાઈ ગયો. તેના મનમાં પશ્ચાતાપ તથા અવિ-ચારીપણા માટેની એક આંધિ પસાર થઈ ગઈ–તેને ખબર ના રહી કે પોતે શું બોલે છે. પણ સંધ્યાના પ્રશ્ને તેને જાગૃત કર્યો–તે બોલ્યો: "શું કહેવાને બદલે શું કહેવાઈ ગયું મારાથી? મારા કહેવાનું તાત્પર્ય એ છે કે, કદાચ એના હૃદયમાં કોઈ ઊંડી વેદના ભરી હશે અગર કદાચ–તે એકાએક અટકી પડ્યો–તેણે પત્નીની સામે ઊભા રહી થોડીવાર હાથ હલાવ્યા પછી સહેજ હસીને બોલ્યો: "પણ એ વાત જવા દે હવે હું હમણાં જ કોઈ માણસને ત્યાં મોકલી ખબર કઢાવું છું. હું આજ બહાર રમવા માટે જવાનો છું અને પાછા આવતાં સંધ્યાકાળ થઈ જશે. સાંજે આવીને આજે નિશ્ચિંત મને

તારું સંગીત સાંભળીશ સંધ્યા. તું ત્યાં સુધીમાં તારું ગીત બરાબર તૈયાર કરી રાખજે. મને શું ખબર કે તારી મોટી બેન આટલા બધા દહાડાથી નથી આવતાં? જો હું તે જાણતો હોત તો રોજ તારા સંગીતનો લાભ લીધા કરત."

વાર્તાના પ્રવાહને ગમે તે રીતે દાબી દઈને શિરીષ બહાર ચાલ્યો ગયો. અચલાને ત્યાં માણસ મોકલીને તે ક્રીડાંગણ તરફ રવાના થયો. સંધ્યાકાળે પાછા આવતાં તેને ખબર પડી કે, અચલાની તબિયત બગડેલી છે. અને તેજ કારણને લીધે તે આવી શકતી નથી. શિરીષ આખીય પરિસ્થિતિ સમજી ગયો. પણ મુખ ઉપર લગારે ભાવ આવવા દીધા વિના જાણે કે નિશ્ચિંત મને તે ઓરડામાં ટહેલવા માંડયો–ને તે રાતે શિરીષ સંધ્યાની પાસે જ સંગીતની મોજ ચાખવા બેસી ગયો. ને બહારની મિજલસમાં બીલકુલ ગયો જ નહિ.

સંધ્યા બિચારી હાર્મોનિયમ પકડીને ચૂપચાપ બેસી જ રહી. એકાદ સૂર કાઢવાની પણ તેનામાં હિંમત ન હતી. થોડીવાર વ્યર્થ પ્રયાસ કરીને તે છેવટે બોલી ઊઠીઃ "મારાથી આ નહિ બને."

શિરીષ હસીને બોલ્યોઃ "નહિ કેમ બને વારું? આજ એક વર્ષથી સંગીત શીખે છે, છતાં કહે છે કે મારાથી નહિ બને?"

સંધ્યાને લાગ્યું કે હવે શિરીષ સંગીત શિક્ષિકાના ઉપર બધાંય દોષ ઢોળી પાડશે એટલે તો પોતે વધારે લજ્જિત થઈ. તેનું મુખ લજ્જા તથા તિરસ્કારથી લાલ લાલ થઈ ગયું–આથી તે પોતાની અણઆવડતની મહા દારુણ લજ્જાને વશ થયેલી નીચે મુખે બેસી જ રહી. તેની બંને આંખો આંસુથી ભરાઈ ગઈ. રૂંધાયેલા અવાજે તે બોલીઃ "ખરે જ મને સંગીત નહિ આવડે. મારે માટે તમે આ ખર્ચ કરો છો તે કેવળ નિરુપયોગી છે."

શિરીષ પોતાની પત્નીનું અજ્ઞાન જાણતો હતો–તથા તે એવી રહે તેમાં અચલાનો કાંઈજ વાંક નહોતો તેની પણ તેને પૂરેપૂરી ખબર હતી આથી કરીને સંધ્યાને હવે વધારે શરમાવવી નહિ એ દૃષ્ટિએ શિરીષે પત્નીને પાસે ખેંચી લઈ, તેના લલાટ પરની વિખે-રાઈ પડેલી લટો સરખી કરતાં બોલ્યો: "પણ એમાં તારે રડવા જેવું શું છે વારું? છટ્, એમાં વળી આંસુ કેવાં પાડે છે! જો મારી વાત સાંભળ. મને નકામું ખર્ચ થતું હોય તો છો થાય. એથી હું ગરીબ થઈ જવાનો નથી. માટે તારે હજુ એ દિશામાં વધુ પ્રયાસ કરવો જ પડશે. હજી એક વર્ષ વધુ પ્રયાસ બરોબર રીતે કરી પછી વળી જોઈ લેવાશે."

શિરીષના આ શબ્દોએ સંધ્યાને કાંઈક ધીરજ આપી. તેનાં ડુસકાં બંધ થયાં–તે આંખો લૂછી શુષ્ક સ્વરે બોલી: "મોટી બેન પણ ઘણા દિવસથી આજ કારણે છુટાં થવા માગણી કર્યા કરે છે. તેમનો પુરુષાર્થ પણ નકામો જાય તે અને તમારા પૈસાનો વ્યય પણ નિરર્થક થાય છે. કારણ એટલા બધા પ્રયાસ પછીયે હું એક સામાન્ય ગીતનો સૂર પણ પકડી શકતી નથી.

અભ્યાસ માટેની પતિ–પત્ની વચ્ચે આટલી ચર્ચા બસ હતી... દરેક પતિએ પત્નીના શિક્ષણ માટે આથી વધારે ચર્ચા ચાલવા દેવી જોઈએ નહિ–આ ભાવથી શિરીષ એ વાત બંધ કરવા ખાતર બોલ્યો: "ચાલ તો, તું એકાદ પુસ્તક લાવીને વાંચ હું તે સાંભળીશ સંગીતનું ન બન્યું તો કાંઈ નહિ, પુસ્તકનું વાચન તેની ગરજ સારશે."

રવિન્દ્રનાથ ટાગોરની 'ચોખેરવાલી' નામનું પુસ્તક લાવીને તેણે પત્નીના હાથમાં મૂકી દીધું. પરંતુ હાય, વાંચવા જતાં સંધ્યાનો કંઠ જડાઈ ગયો, ગળામાંથી અવાજ ન નીકળી શક્યો. થોડીવારે શિરીષ

પોતે જ અધિરાઈથી બોલ્યો: “ રહેવા દે સંધ્યા ! હવે વાંચવું પણ નથી, તું તારું અન્ય કામ કર. ”

સંધ્યાના મનમાં પોતાથી અણઆવડત મહાવ્યથા પેદા કરી રહી હતી. અંધકારની રેખા ઉતરવા લાગી. ચોપડી તેના હાથમાંથી ક્યારે સરી પડી તેની તેને ખબર ન રહી. તે નીચે મુખે બેસી જ રહી. શિરીષ દ્વિધા બની બીજું પુસ્તક લઈ વાંચવા બેસી ગયો.

એ ઓરડામાં સંધ્યા હતી તે વાત શિરીષ વિસરી ગયો. કેટલીયવારે જ્યારે તેણે બહાર નજર કરી ત્યારે સંધ્યાનું લજ્જાભર્યું નીચે ઢળેલું મુખ તેની નજરે પડ્યું.

“ સંધ્યા ! ”

એ સ્નેહપૂર્ણ આવ્હાન સાંભળ્યા છતાં સંધ્યાએ નીચે ઢાળેલું મુખ હતું તેમજ રહેવા દીધું. તે ગૂપચૂપ બેસી રહી. તેની આંખમાંથી માત્ર અશ્રુપ્રવાહ ચાલુ હતો. સંધ્યાએ આજે હાથે કરીને જ આવી આફત નોતરી હતી. તેણે જ શિરીષને અચલાની ખબર કઢાવવા માટે કહ્યું હતું. પરિણામે આજનો આખોય પ્રસ્તાવ તે વાતમાંથી જ ઉપડ્યો હતો. ને હવે સંધ્યાને લાગ્યું કે પોતે સંગીત તો જાણતી નથી તે તો ઠીક પણ પતિએ માગ્યું ત્યારે વાંચી પણ ના શકી તે પતિને નાશીપાસ કરવા પૂરતું હતું અને આવા લજ્જાસ્પદ વિચારો આપતાં તે સુસ્ત મુખે પતિના પગ પાસે લાંબો વખત વેદના અનુભવતી બેસી રહી—અને તેથી કરીને જ્યારે શિરીષે તેને પ્રેમપૂર્વક બોલાવી ત્યારે પણ તે કાંઈપણ બોલી શકી નહિ. શિરીષ પણ કાંઈક વિચારમાં પડી ગયો હતો. બે વરસના પરિણીત જીવનમાં તેણે કદાપી સંધ્યાની સાથે આટલો કઠોર વર્તાવ રાખ્યો નહોતો ને તેથી કરીને પોતાની આજની રીતભાત માટે તે મનથી જ શરમિંદો બન્યો તેના મનમાં થયું કે ખરેખર, આજકાલ હું સંધ્યાની

સાથે બહુ કઠોર વર્તન ચલાવી રહ્યો છું. વખતો વખત મ્હારો સ્વભાવ એકાએક કેમ બદલાઈ જાય છે તેની મને પોતાને પણ ખબર નથી પડતી. લગ્ન પછીનાં છેલ્લાં બે વર્ષમાં આજ પર્યંત તો કદાપિ એવું થતું ન હતું." આખરે તે બોલ્યો.

"આમ આવ સંધ્યા, એક વાત કહું તે સાંભળ !"

સંધ્યા ઊઠી પણ તે શિરીષ પાસે ન જતાં ધીમે ડગલે બહાર ચાલી ગઈ. વિસ્મિત બની શિરીષ જોઈ જ રહ્યો. નિર્મલનીલ ગગન–પટમાં એકાદ કાળું વાદળ ચઢી આવતું હતું, એમ તેને લાગ્યું.

આપોઆપ તેના હૃદયમાંથી એક દીર્ઘ નિઃશ્વાસ સરી પડ્યો. તેની વૃત્તિ માનવધર્મ અનુસાર ચાલતી હતી. તેમાં કોઈ ખાસ સિદ્ધાંત નથી હોતો. માનવધર્મને લીધે જ તે પ્રથમ અચલાને ચાહતો હતો અને તેની સાથે લગ્ન કરવા ઈચ્છતો હતો. પણ પિતાની સંમતિ તેમાં ન મળી અને ઘણા દિવસ સુધી એ વાત તેના ચિત્તમાં રમમાણ બની રહી. તે પછી તેણે સંધ્યાને દીઠી. તેના અનિન્દ્ય સૌન્દર્યમાં તે મુગ્ધ બની ગયો. ગુણને છોડીને તે રૂપનો ભક્ત બની ગયો.

પરંતુ સુગંધવિહોણું ખાખરાનું ફૂલ (પલાશ પુષ્પ) માત્ર દેખાવમાં જ સુંદર હોય છે. તેના રૂપની તૃષ્ણા જ્યારે સંતૃપ્ત થઈ ત્યારે શિરીષનું હૃદય હાહાકાર કરવા લાગ્યું. તેની વાસના હવે તૃપ્ત થઈ હતી એટલે સંધ્યાના રુપનો મોહ તેને વધુ વખત આકર્ષી શક્યો નહિ. મનુષ્યની સૌન્દર્યની તૃષ્ણા જ્યારે મટી જાય છે ત્યારે તે ગુણ ખોળવા માંડે છે. સંધ્યામાં સૌન્દર્ય હતું. આત્મસમર્પણ અને સ્નેહ સિવાય બીજું કંઈ જ નહિ. તે શિરીષની આકાંક્ષા મુજબ ભણી ગણી ન હતી, સંગીત પણ શીખી શકી નહિ. પોતાના જ પગ ઉપર ઊભા રહેવાની તાકાત તેનામાં ન હતી. તે લત્તાની પેઠે શિરીષ ઉપર જ આધાર રાખીને જીવવા માગતી હતી. તેને રોષ કરતાં આવડતો નહિ. ગર્વ કેમ દર્શાવવો તે તે જાણતી નહિ. તે જાણતી

માત્ર સ્નેહદાન. પોતાની સહાનુભૂતિ આ સ્નેહદાનના પ્રવાહમાં તેણે વહેતી મૂકી દીધી હતી. પણ આટલી બધી નિર્ભયતા શિરીષને બહુ ગમતી નહિ !

નવા જમાનાના યુવકને બધુંય કહ્યું કરનારી યુવતિ પત્ની તરીકે આવે તે ગમતું નથી. તેને તો નવા રંગે રંગાયેલી સમાન હક્કમાં રાચતી પોતાના પગ ઉપર ઊભા રહેવાની તાકાત ધરાવતી યુવતી પત્ની તરીકે હોય તેવી અપેક્ષા હોય છે. સંધ્યામાં તેમ ન હતું. આથી કરીને બે વર્ષના પરિણીત જીવન પછી શિરીષ સંધ્યાથી કંટાળ્યો હતો.

હવે તે સર્વ ગુણોથી સંપન્ન એવી એક નારીની આકાંક્ષા સેવી રહ્યો હતો. તેનું હૃદય જેને માટે હાહાકાર કરી રહ્યું હતું તે કોણ હતી ? તેની પાસે જ હોવા છતાં પણ તે આજ તેનાથી બહુ દૂર હતી.

શિરીષ વિચારી રહ્યો હતો કે તે રુપના મોહમાં કેમ પડ્યો ? એ સ્વત્વવિહોણી નારી સાથે તે પોતાનું જીવન વિતાવી શકે તેમ ન હતું સૌન્દર્યની ઉપાસના સર્વ કોઈ કરે છે, પરંતુ ગુણવિહિન સૌન્દર્યનો મોહ બેજ દિવસમાં નષ્ટ થઈ જાય છે. ગુણહિન નારી બેજ દિવસ બાદ પુરાતન બની જાય છે. તેનામાંથી પ્રાપ્ત કરવા જેવું પછી કાંઈ જ રહેતું નથી.

અંતરની મહાવેદના તેની છાતીને વલોવતી નિશ્વાસ રુપ બહાર પડી. હાય, હવે તેને પ્રાપ્ત કરવાની તક નથી રહી. હવે તે ભૂતકાળની વાત બની ગઈ છે. જ્યારે તેને પ્રાપ્ત કરવાનો અવસર હતો ત્યારે મોહમાં ભૂલીને તેણે તેનો અસ્વીકાર કર્યો.

પણ હવે શું તેને ન મેળવી શકાય ?

આ વિચાર મનમાં ઊભો થતાં જ તે ચમકી ઊઠ્યો. છટ્ ! આ કેવો નીચ વિચાર મારા મનમાં આવ્યો ? આવો વિચાર મનમાં લાવવો એ મહા પાપ ગણાય. પરનારીને માતાતુલ્ય ગણવી જોઈએ.

વળી મુખપર હાસ્ય છવાઈ રહ્યું. પરનારી માતાતુલ્ય એ વાત તો સાચી, પણ મન કાંઈ એમ માને છે? જે સિદ્ધાંત પ્રબળ હતો તે ધીમે ધીમે શિથિલ થયો વધુને વધુ શિથિલ થવા લાગ્યો. અને વિરૂદ્ધ દલીલો હૃદયમાં ઊભરાવા લાગી. પરનારી માતાતુલ્ય, એમ બોલી તો શકાય, પરંતુ તેનો યથાર્થ વિચાર શી રીતે થઈ શકે? જેને પ્રાણાર્પણે ચાહીએ છીએ તે જો પારકી થાય, તો તેને શું ભ્રાતૃભાવે ચાહી શકાય ખરી!

સુમતિનો પરાજય થયો, કુમતિનો જ છેવટે વિજય થયો. અચલા હજી પણ પોતાને ગાઢ સ્નેહથી ચાહે છે. જો તેમ ન હોય તો પોતાને સન્મુખ ઊભેલાં જોતાં જ તેનું મુખ એટલું લજ્જાપૂર્ણ કેમ બની જાય? તેના હૃદયની વેદના તેની બેઉ આંખોમાં મૂર્ત બની જાય છે, તે તેનાથી છુપાવી જ શી રીતે શકાય!

સમાજ, ધર્મનું જે થવાનું હોય તે થાય માનવીનો હૃદયધર્મ-જ જય પામશે. બંનેના વ્યથિત પ્રાણ ભલે સાન્ત્વન પ્રાપ્ત કરે! છતી આંખે શું તેઓ અંધબનીને બેસી રહેશે? પોતાને પત્ની છે, અચલાને પતિ છે......

એ બધું ભલે હો. સ્નેહનો જ વિજય થવો જોઈએ. પોતે તો રાજી હતો પણ અચલા આ બાબત શું કહેશે?

ચોપડી છાતી પર પડી રહેવા દઈને શિરીષ ઊંડા ચિંતનમાં ડૂબી ગયો હતો, ક્યારે ઊંઘ આવી તેની તેને ખબર પડી નહિ.

સવાર પડયું ત્યારે ચોપડીનાં પાનાં પવનથી ફરફર ઊડતાં હતાં ને શબ્દો વંચાતા હતા. "સ્નેહ"–"આત્મસંયમ" "ત્યાગ–" "મોહ–" જાણે આખીય રાત શિરીષના મનમાં ચાલેલા વિચારોનો જ પડઘો ના પાડતાં હોય!



## [૭] અચલાના નિવાસસ્થાને

"અથડાઈ અથડાઈ આવ્યો માનવ સ્નેહ સરીતા તીર."

બિન્દુવાસિની ભોજનથી પરવારીને પાડોશના ઘરમાં ગઈ હતી. સંધ્યાકાળ થવા આવ્યો છતાં તે ઘેર આવી નહિ. પાસેના ઘરમાં એક ગરીબ માણસનો પુત્ર ગંભીર બિમાર હતો. આ ખબર બિન્દુવાસિનીને મળતાં જ તે શાન્ત બેસી રહી શકે નહિ.

અચલા પણ ત્યાં જવા તૈયાર થઈ. પણ બિન્દુવાસિનીએ તેને સાથે આવવા દીધી નહિ. લાંબા વખતની માંદગીમાંથી તો તે હમણાં જ ઊઠી હતી. એટલે રોગી માણસ પાસે પાછું તેણે જવું એ ઈષ્ટ નહોતું. આથી તેને સાથે આવવાની ના પાડીને બિન્દુવાસિની એકલી જ ગઈ હતી.

અહીં આવીને નગેન્દ્રનાથની ઈચ્છા બે દિવસને બદલે બે માસ રહેવાની થઈ. કારણ ચોમાસામાં દેશમાં રહેવાની તેમની ઈચ્છા ન હતી. ત્યાં તો ઘરમાં કાયમ કોઈ નહિ ને કોઈનો માંદગીનો ખાટલો રહેતો જ ને દવાદારૂનો ભારે બોજો તેમને વેઠવો પડતો હતો. વળી

બિમાર છોકરાં છૈયાંનો ચહેરો જોઈને તેમની આંખમાંથી આંસુ ટપકી પડતાં હતાં. વળી છોકરાંઓને એટલું બધું કવીનાઈન ઠાંસી ઠાંસીને ખવડાવવું પડતું કે છેવટે છોકરાંઓ કવીનાઈનની કડવાશ પણ ભુલી ગયાં હતાં! તારા જ્યારે પોતાના છોકરાંની માંદગીની વાત બિન્દુ-વાસિનીને કહેતી ત્યારે બિન્દુવાસિની કંઈપણ બોલ્યા વગર ચૂપકીથી તેમના દુઃખની કથની સાંભળ્યા કરતી હતી. પણ અચલા તારાની અજ્ઞાન તથા છોકરાં ઉછેરવાની રીત ઉપર છુપુ છુપુ હસતી.

સંધ્યાકાળ થયો હતો. અચલા બારી આગળ બેસીને એક ચોપડી અવલોકી રહી હતી. આકાશ સ્વચ્છ હતું. શુદ ત્રીજનો ચંદ્રમા ઉજ્વળ આકાશમાં શુભ્ર રેખાકારે ઉગ્યો હતો.

ઘણીવાર સુધી પુસ્તકમાં એકી ટશે જોઈ રહેવાથી અચલાનું અશક્ત શરીર દુઃખવા લાગ્યું અને આંખમાં પાણી ભરાઈ આવ્યું. આથી તે પુસ્તકમાંથી નજર ઉપાડી લઈને શાંત ચિત્તે સ્વચ્છ આકાશનું નિરીક્ષણ કરવા લાગી.

અનેક દિવસો પહેલાંની ઘટના તેના મનમાં ફરી જાગી ઉઠી હતી. આ ચોપડીમાં તેની પોતાની પૂર્વસ્મૃતિની છાયા પડેલી હતી. આથી જ તે બહુ ધ્યાનપૂર્વક તે ચોપડી વાંચી રહી હતી. કૂતુહલવશ થયેલી અચલાએ વાર્તાની એ ચોપડીનો અંત કેવી રીતે આવે છે તે જાણવા ખાતર તેનો અંતિમ ભાગ જોઈ લીધો હતો. વાર્તાની નાયિકાએ છેવટે આત્મહત્યા કરીને પોતાના સર્વ દુઃખનો અંત આણ્યો હતો. ગ્રંથકારે એ બાબત પોતાનો અભિપ્રાય પણ વ્યક્ત કરેલો હતો. પુસ્તક સમાપ્ત થાય તે પહેલાંનું વાક્ય લેખકે બહુ જ બોધક રીતે લખ્યું હતું. "એ કહી શકાતું નથી કે એ છોકરી મૃત્યુ પછી શાંતિ પામી હશે કે નહિ."

આ અભિપ્રાય વાંચીને અચલાને બહુ જ હસવું આવ્યું. તે

અંધકાર મૃત્યુ પછીની વાત કહી શકતો નથી, પણ છોકરીનું મૃત્યુ તો તેણે પોતાની સ્વેચ્છા પ્રમાણે જ વાર્તાની અંદર ઘટાવી લીધું છે. મરવાથી જ શું વિજયી થવાય છે! તે તો ઊલટો આપોઆપ પરાજય સ્વીકારવા જેવું છે. જેઓ આત્મહત્યા કરે છે તેઓ દુર્બળ જ હોય છે. જો માણસ દૃઢ મનનો હશે, તો તે યુદ્ધ ચાલુ રાખશે અને પોતાની હાર કદી પણ કબૂલ નહિ કરે. માત્ર વિચાર ચગડોળે ચડેલી અચલાએ પોતાના ભવિષ્ય તરફ નજર ફેંકી પોતાનું જીવન પણ નવલકથાની નાયીકા જેવું જ હતું. પોતાના જીવનમાં ઘનઘોર અંધકાર ચારે બાજુ છવાયેલો હતો. પોતાને પ્રકાશ પ્રાપ્ત નહિ થાય એમ માની શું પોતે આત્મહત્યા કરશે? છટ્, શું પગલે પગલે પરાજય સ્વીકારતાં જ છેવટે એ પરાજયમાં જ પોતે પોતાની જાતનો અંત આણશે? કદી નહિ. એમ તો ન જ બને. પોતાના ભવિષ્યનું ઘડતર તે પોતે જ કરશે. કોઈની પણ ઉપર પોતાના ભાવિનો બોજો તે નાંખશે નહિ. આમ અચલાના વિચારો ક્યાં જતા અથડાતા તે કહેવું મુશ્કેલ છે તે વિચારના ઝોલે ચડી ગઈ હતી.

ત્યાં તો કોઈએ બહારથી દરવાજાનું કડું ખખડાવ્યું. ને તેના વિચારોમાં ભંગાણ પડ્યું. બિન્દુવાસિની પાછી આવી હશે, એમ માની અચલાએ ઊઠીને બારણું ઊઘાડ્યું.

પરંતુ......આ શું? અચલા પોતાની આંખોનો વિશ્વાસ કરી શકી નહિ. ઘણી ય વખત આપણે કદાપી જે ધારતા પણ ના હોઈએ તેવી વાતો બને છે ત્યારે આપણો નાક, કાન, આંખ, દરેક ઈંદ્રિયો ઉપરથી ઇતિબાર ઊઠી જાય છે. " આમ બને જ નહિ " તો જડ ઘાલી બેઠેલો રાહુ આપણા મગજમાંથી ખસતો જ નથી. અચલાની બાબતમાં પણ આમ જ બન્યું. તેને એવો કદીયે ખ્યાલ ન હતો કે શિરીષ તેના બારણે આવી કોઈ દિવસ આ રીતે ઉભો રહેશે. એકાએક તેને પોતાની સામે ઉભેલો જોઈને અચલા વિસ્મયથી

ભાન ભૂલી ગઈ. તે અવાક્ બની જોઈ જ રહી. મોટા રાજમાર્ગના ફુટપાથ ઉપર ખુલ્લા દરવાજા આગળ પોતે ઉભી છે તેનો પણ તેને ખ્યાલ જ ન રહ્યો.

મનના આવેશને વશ થઈને શિરીષ અહીં સુધી આવી શક્યો હતો. તેણે આમ આવવું તે યોગ્ય હતું કે નહિ તેનો વિચાર કર્યો જ નહોતો. મનનો દોરાયલો જ તે આવ્યો હતો પણ અચલાનું મુખ સામે ખડું થતાં જ તેની સદ્‌બુદ્ધિ ને વિવેકશક્તિ પાછી આવી ગઈ, અને તે શરમીંદો પડી ગયો.

અચલાની સાન પણ થોડી જ વારમાં ઠેકાણે આવી. માથે સાડીનો છેડો ખેંચી લઈ જરા પાછળ હઠી તે બોલી: "આવો ! અહીં જ ઊભા રહેવું છે કે શું ?"

શિરીષ તેની સાથે અંદર દાખલ થયો. અચલાએ તેને એક આસન પર બેસાડ્યો અને પોતે થોડે દૂર ઊભી રહી. શિરીષ ચારે બાજુ આમતેમ જોતો હતો. તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ.

તે શું બોલી શકે ? આજ કયી બુદ્ધિનો પ્રેર્યો તે અચલા પાસે આવી ચઢ્યો હતો ? અને આ વિચાર આવતાં તો જાણે કે તેના મગજ ઉપર એક વજ્ર પડ્યું. 'પોતે હવે કોણ ?' 'હવે અચલા કોણ ?' વગેરે વિચારો તેના મગજમાં દોડધામ કરવા લાગ્યા ને પછી પોતે કેવો મોહમાં તણાયો હતો તે ભાન થતાં તો તે શરમનો માર્યો નીચું જ જોઈ ગયો. હવે આંખ ઊંચી કરીને અચલાની સામે જોવાની પણ તેનામાં તાકાત ન રહી. અને હવે તેના મનમાં ભીતિ લાગી કે, રખે મનની મેલી ગુપ્ત વાત પોતાની આંખો દ્વારા અચલાના જાણવામાં આવી જાય તો ! અચલાનો પોતા માટે કેવો હલકો અભિપ્રાય

બંધાય ! આ કેવી દુર્બળતા ! પોતે આટલો બધો દુર્બળ છે તેની તેને પોતાને પણ થોડીક ક્ષણો પહેલાં ખબર ન હતી.

અચલાએ તો પોતે જ સ્વાભાવિક રીતે વાત શરુ કરી આજે આપનું આગમન શા ખર્ચે થયું છે? કાંઈ કામ હોય તો કહો આ શબ્દોથી તો શિરીષ વધારે ગુંચવાયો. પોતે કયા કામે આવ્યો હતો ! શું કામ બતાવે ! પણ આખરે શરમીંદે ચહેરે બોલ્યો: "ના, કાંઈ કામ તો નથી. માત્ર આપ બીમાર છો એમ સાંભળીને......"

તેને બોલતો અટકાવી શુષ્ક સ્વરે અચલા વચ્ચે જ બોલી ઊઠી: "મને 'આપ' કહીને સંબોધશો નહિ. 'તમે' કહીને જ વાત કરો."

આ થોડા શબ્દોના ઉપાલંભે શિરીષને માટે ચાબુકની ગરજ સારી. પાંચ વર્ષ પહેલાં તે અચલાની બહુ નિકટ હતો. તે વખતે આ "આપ"નો સેતુ ન હતો. પાંચ સંવત્સર પહેલાં તેઓ એક બીજાનાં હતાં. પણ પાંચ વર્ષમાં શું શું બની ગયું હતું તેની બન્નેને પૂરેપૂરી ખબર હતી. બન્નેને સંસારના વંટોળે છૂટાં પાડયાં હતાં અને આજે હવે એ સન્માનનીય સંબોધન અચલા નહોતી ઈચ્છતી, એ સંબોધન આજે તેને ખૂંચતું હતું.

શિરીષે નીચે મુખે માત્ર એક ઊંડો નિસાસો નાખ્યો. એ નિઃશ્વાસના અવાજથી અચલાએ તેના તરફ નજર કરી.

એ બુદ્ધિમતી નારી સારી પેઠે સમજી ગઈ હતી કે શિરીષ ખાસ ઉદ્દેશથી જ અહીં આવ્યો છે. એક જાહેર-ખબરના જવાબમાં તે શિરીષના ઘેર નોકરીની ઉમેદવારી માટે ગઈ હતી. માત્ર વિવેકની ખાતર જ એક બે માસ નોકરી કરી ને ત્યાંથી વિદાય લેવા ઈચ્છતી હતી. પણ વિદાય મળી શકી નહિ. કોણ કહી શકે કે એમાં શિરીષનો કાંઈ જ ઉદ્દેશ નહિ હોય? તે ખૂબ સાવચેતીથી શિરીષનો પરિચય હવે ન વધે તેમ વર્તતી હતી. શિરીષ તે બધુંય જાણતો હતો.

અને તે જાણતો હોવા છતાં શા માટે આજ તેની પાસે તે આવ્યો છે ? તેના મનમાં જો કોઈ જ જાતનો ખોટો ભાવ ન હોત તો તે પોતે સંધ્યાની હાજરીમાં જ તેની સાથે વાતચીત કરવાની હિંમત બતાવી શક્યો હોત. અચલા સ્પષ્ટ રીતે સમજી ગઈ કે શિરીષનું હૃદય પાપથી ભરાઈ ગયેલું છે. અને એક સરળ નારીની પ્રવંચના તે કરી રહ્યો હતો.

હાય મોહાંધ પુરુષ, તારું સૌ કાંઈ વ્યર્થ છે ! તું તે ભોળી બાળાને ભૂલી જઈ શકે છે, અચલાને ભૂલી શકતો નથી. અચલાએ તારી જ પાસેથી સંસારિક અભિજ્ઞતા મેળવી છે અને રોજબરોજ તેની એ અભિજ્ઞતા વધતી જ રહી છે. તેના મનમાં દૃઢ ખાત્રી થઈ ગઈ છે કે, પુરુષ માત્ર પ્રવંચના કરી જાણે છે. નારીના હૃદયના સ્નેહને તે પોતાનું રમકડું ગણે છે. પુરુષના માથે નારીની રક્ષાનો ભાર રહેલો છે, એમ માની તે ગર્વથી અંધ બનેલો છે. તે એમ માનતો લાગે છે કે, પોતે જે કાંઈ કરે તે સ્ત્રીએ કબૂલ કરવું જ જોઈએ. પુરુષો નારી પર આટલો બધો અત્યાચાર કરે છે, છતાં નારી વર્ગ તરફથી તેમના પ્રત્યે કદી પણ કઠોર વર્તન થતું જણાતું નથી. પણ હવે એ નહિ નભે. કહેવત છે કે બાંધ્યા કણબીએ ગામ ન વસે. હવે નારીના હૃદયમાં આવા આઘાતોના ફળરુપે એક મહાશક્તિ ધીરે ધીરે જાગૃત થવા લાગી છે. એ શક્તિ નારી વર્ગના પ્રત્યે ઘૃણા પેદા કરશે, નારીનું આત્મભાન સ્વમાન સુરક્ષિત રાખવા માટે બળવો જગાવશે અને તે સમય આવતાં તરંગી પુરુષો પોતાની ઇચ્છા પ્રમાણે નારીને કામ કરવાની ફરજ નહિ પાડી શકે.

શિરીષે મુખ ઊંચું કર્યું. પણ અચલા તરફ જતાં જ તેણે મુખ ફેરવી લીધું. એ મુખ ઉપર તે સમયે દૃઢતા પ્રગટી ઊઠી હતી.

" ભલે, હવેથી 'આપ' નહિ કહું. એ રીતે લાંબો વખત ઘનિષ્ઠ ભાવે આપણે..."

અચલા અધિરાઈથી બોલી ઊઠી: “ ના, ના. કૃપા કરી મને માફ કરો ! આપની સાથે એ રીતે ઘનિષ્ઠ ભાવે વર્તવું હવે મારે માટે ઉચિત નથી. આગલી વાતો ભૂલી જાઓ. મનથી એમજ માનો કે આપણે કેવળ એકબીજાને ઓળખતાં જ નથી. આ આઠ નવ મહિના જેવા અજાણપણાથી વીત્યા છે તેવી જ રીતે હવે જે થોડા મહિના આપને ત્યાં હું કામ કરું તે પણ વીતાડવાના છે. મારો સ્વભાવ એવો છે કે મને બહુ ઘનિષ્ઠતા પ્રિય નથી ”

અચલાના આ શબ્દોએ શિરીષને બહુ જ આઘાત લાગ્યો. તે થોડીવારે ગૂપચૂપ બેસી રહ્યો. તે સમજી શક્યો નહિ કે અચલાએ આ શબ્દો પોતાને આઘાત લગાડવા જાણીબુજીને કહ્યા છે કે અજાણતાં સ્વાભાવિક રીતેજ કહ્યા છે–તે વિષાદભર્યા સ્વરે તે બોલ્યો: “ તમે એમ કહી શકો છો અચલા, એમ કહેવાનો તમારો અધિકાર છે. એથી પણ ઘણું વધુ તમે કહી શકો તેમ છો. ”

“ માફ કરો ! હું બધું જ ભૂલી ગઈ છું. મારી એ ગયા જન્મની વાત સંભારી હું મારા મનને પાછું ઉદ્વિગ્ન કરવા નથી માગતી. ”

ઉત્સાહિત ભાવથી શિરીષ બોલ્યો: “ તેમ હોય તો જરૂર તમે એ વાત યાદ કરતાં હોવાં જોઈએ. નહિ તો મન બગડે શા માટે ? પણ જવા દો, હું એ બધી વાત નહિ સંભારું અચલા ! ગઈ વાતો સંભારી હૃદયને વ્યથીત કરવાની મારી પણ ઈચ્છા નથી, તમને તાવ આવતો હતો એમ સાંભળ્યું હતું......”

અચલા અન્યમનસ્ક ભાવે બોલી: “ તાવ આવતો હતો, પણ હવે સારું છે. ”

ઉદ્વિગ્ન મને શિરીષ બોલ્યો: “ સારું છે એમ કહો છો, પણ તેનું એકે ચિહ્ન તમારા શરીર તરફ જોતાં જણાતું નથી અચલા ! ખોરાક લીધો છે કંઈ ? ”

શાન્ત સ્વરે અચલા બોલી: "આજે જ માત્ર સારું થયું છે."

હવે સંધ્યાનો અંધકાર ધીમે ધીમે ઘાડો થતો જતો હતો. ને આકાશમાં ચંદ્રરેખા વધુ ઉજવળ બની રહી હતી. ઓરડાની અંદરનો અંધકાર ધીમે ધીમે ગાઢો બની રહ્યો હતો. શિરીષ એ અંધકારમાં અચલાનું મુખ બરોબર જોઈ શકતો નહતો.

બન્ને જાણુ ચુપ હતાં. પૂર્વસ્મૃતિ બન્નેના મનમાં ભૂતકાળને જાગૃત કરી રહી હતી, અને તે સ્મૃતિમાં જ બન્ને લીન બન્યાં હતાં. પણ એમની આ અવસ્થા લાંબો વખત ટકે તે પહેલાં તો બિન્દુમાસી આવી પહોંચ્યાં. તે બોલ્યાં.

"અરે અચલા, રસ્તામાં દરવાજા પાસે એમની મોટર કેમ ઉભી રહી છે ? કોઈ આવ્યું છે કે શું ?"

બિન્દુવાસિનીને ઓરડામાં આવતાં જ અચલા ચમકી ઉઠી. તે ત્યાંથી ખસી જતાં ધીરેથી બોલી: "હા માસીબા, શિરીષબાબુ જ આવ્યા છે."

શિરીષબાબુ વિષેની કોઈ વાત બિન્દુમાસીથી છાની ન હતી, વર્ષો પહેલાં એ છોકરાને જોઈને તેની સાથે અચલાનું લગ્ન કરવા પોતે જ સૌથી વધુ આતુર બની હતી શિરીષની કોઈ જ વાત અચલાએ તેનાથી છુપાવી ન હતી, માતાતુલ્ય માસી સમક્ષ મનની બધી વાતો પ્રગટ કરીને જ અચલા જીવી રહી હતી. આમ બધીય વાત જાણતી હોવાથી તથા અચલા અને શિરીષ વચ્ચે હવે કાંઈ પણ સબંધ છે નહિ તેની જાણ હોવાથી તે શિરીષનું નામ સાંભળતાં કંઈક ચમકી ને સંધ્યા સમયે શિરીષનું એ રીતે આવવાનું કારણ સમજી શકી નહિ, તેનું મુખ અસ્વાભાવિક રીતે ગંભીર બની ગયું.

બિન્દુવાસિનીને જોતાં જ શિરીષ અતિ વ્યગ્ર બની ગયો. વર્ષો પહેલાં તેના તરફથી જે સ્નેહાદર તેને મળતો તે તેને યાદ આવ્યો.

તે ઊંચોનીચો થવા લાગ્યો. તેને લાગ્યું કે હવે કોઈ પણ રીતે ત્યાંથી ખસી જઈને જ તે બચી શકે તેમ હતું.

આગળ આવીને બિન્દુવાસિનીએ પૂછ્યું: "કેમ છો ભાઈ, સારા છો ને? બહુ દહાડાથી દેખાતા ન હતા. અરે તમે તો સૂકાઈ ચાલ્યા. અચલા ક્યાં ગઈ? એક ફાનસ સળગાવી લાવતો."

અચલા એક લેમ્પ સળગાવી બિન્દુવાસિનીની પાસે મૂકીને ચાલી ગઈ. એકાએક દીવાનો ઊજળો પ્રકાશ પડવાથી શિરીષની આંખો અંજાઈ ગઈ. આથી તેણે આંખો આડે હાથ ધરી પ્રકાશને આંખ ઉપર પડતો રોક્યો. આ જોઈ બિન્દુવાસિનીએ લેમ્પને એક ડોલની બાજુએ ખસેડ્યો.

શિરીષનો અવાજ જ કુંઠીત થઈ ગયો. ને તેની સાથે પોતાનો ગુન્હો છૂપાવવા તેની પાસે કાંઈ રહ્યું નહિ, પોતે સારી રીતે જાણતો હતો કે બિન્દુએ જ મારા તથા અચલાનો પરિચય વધે તેની સગવડ કરી આપી હતી. વળી અમે બન્ને પરણીએ તેમાં પોતે જ સંમતિ આપી હતી પણ ઊર્મિના આવેગમાં સાદી બિચારી અચલાને પોતે કેવી છેતરી હતી તેનો ખ્યાલ આવતાં તેના મોઢા ઉપરથી લોહી ઊડી ગયું.

શું ઉત્તર આપ્યો તે બરોબર સમજાયું નહિ. બિન્દુવાસિનીએ સ્નેહાળ ભાવે કહ્યું: "સારું થયું કે તમે આવ્યા ભાઈ! બહુ આનંદ થયો. અચલા, તમારે ત્યાંજ કામ કરે છે તે વાત હું આજ સુધી જાણતી જ ન હતી. કાલે તમે જે માણસને ખબર પૂછવા મોકલ્યો હતો તેની પાસેથી જ મેં એ વાત જાણી. નાનપણથી જ અચલાને હું મારી બેનની જેમ રાખું છું. એ સન્માર્ગે પોતાનું ગુજરાન કરી શકે એવી મારી ખાસ ઈચ્છા છે. એનું નશીબ જ એવું ખરાબ છે, નહિંતર આવું તે હોય?" બિન્દુવાસિની આમ અચલાના નસીબને જ

રોષ આપતી જોઈ શિરીષમાં કંઈક હિંમત આવી-તેને લાગ્યું કે પોતાને ગુનેગાર ગણવામાં આવતો નથી તેથી તેણે કુતૂહલવશ બની એકવાર ચારે પાસ નજર ફેરવી જોઈ લીધું કે અચલા ત્યાં ન હતી. તેણે પૂછ્યું: “માસીબા, રાધિકાનાથબાબુ તો સારા માણસ છે, તે છતાં......”

મુખ મચકોડી બિન્દુવાસિની બોલી: “હા, બહુ જ સારા માણસ! એનો પરિચય આ છોકરીને જેટલો થયો છે તેટલો બીજા કોઈને નથી થયો. નસીબ ખરાબ હોવાથી જ એ બંગાળ દેશમાં છોકરી તરીકે જન્મી છે, અને બંગાળમાં છોકરી તરીકે જનમ્યા પછી જાણીબૂજીને એવા નીચ ને શેતાન માણસ સાથે લગ્ન થયું એ પણ દુર્દૈવની જ ઘટના છે. આ દેશની બાળાઓ જેટલો અત્યાચાર સહન કરે છે તેટલો બધો બીજા કોઈ દેશની બાળાઓ સહન કરી શકે તેમ નથી. એમના મુખમાં જીભ જ નથી, એટલે બધું જ સહી લે છે. તમે તેમનું અપમાન કરો, પ્રતારણા કરો, લાકડીઓ મારો, ઘરમાંથી હાંકી કાઢો, એ બધું જ આ દેશની સ્ત્રીઓ સહન કરશે. આ રંક સ્ત્રીઓના જીવનની એકપણ આશા ફળીભૂત થતી નથી, તેમની એકપણ આકાંક્ષા તૃપ્ત થઈ શકતી નથી. તેનું મૂળકારણ તમે લોકો નથી બાબુજી? એક માનવીના જીવનને ચિરકાળ જલાવો છો, તેનો વર્તમાન તથા ભૂત પણ એવો જ સળગતો હોય છે. તમે પુરુષો નિર્દય છો ભાઈ, તમે તમારા સામર્થ્યમાં અંધ છો, છોકરીઓ કેટલું કેટલું સહન કરે છે, કેટલો કેટલો મહાત્યાગ કરીને જીવે છે તે જો તમે જુઓ તો......”

શિરીષ કાંઈ ઉત્તર આપી શક્યો નહિ. તે માથું નીચું નમાવી ચુપ જ બેસી રહ્યો હતો. બિન્દુવાસિની આંખ લૂછી આગળ કંઈક બોલવા જતી હતી—પણ વચ્ચે જ પાસેના ઓરડામાં બેઠેલી અચલાનો અવાજ આવ્યો:

“માસીબા—”

એ અવાજ સાંભળતાં જ માસીબા ચુપ થઈ ગઈ. જે આ બધાં દુઃખ અને વેદનાના કારણભૂત હતો તેની જ આગળ એ વેદનાની કથા કહેવાઈ રહી હતી, એથી અચલાના અંગેઅંગમાં અગ્નિજ્વાળા પ્રગટી હતી. આવી વાતોથી તો એ નાલાયક પુરુષો ઉલટા વધુ પ્રોત્સાહિત થાય, તેઓ એમ જ માનવા લાગે કે તેઓ જ સંસારના કર્તા–હર્તા અને વિધાતા છે. આ બધા મહાપુરુષો જ નારીની વેદના પ્રગટાવનાર છે. તેઓ તો આવી વાતો સાંભળી હસશે, વિનોદ ઉડાવશે !

“આજ તો હવે જાઉં છું માસીબા, વળી એકાદ દિવસે આવીશ—”

કંટાળાભર્યા અવાજે બિન્દુબાસિની બોલી: “એમ તે બને ભાઈ? જરા ચા પાણી તો કરવા દો.”

“આજ માફ કરો માસીબા, વળી એક દિવસ આવીશ.”

અચલા પાસેના ઓરડામાં બેસી બધુંય સાંભળતી હતી. તે જાણીને તો હવે શિરીષને રોકાવું મુશ્કેલ તથા અવિચારી લાગ્યું. હવે તે ગમે તે ભોગે અહીંથી જવા માગતો હતો. એટલે બિન્દુએ ગમે તેટલી ચાહ માટે ખેંચતાણ કરી છતાંપણ તે ખૂબ ઝડપથી રવાના થઈ ગયો. આજ પોતે અહીં શા માટે આવ્યો, એમ વિચારી તે પોતાની જાતને જ ઠપકો આપવા લાગ્યો. હવે પછી કદી પણ પોતે આ ઘરના આ દરવાજામાં પગ મૂકશે નહિ, એવી મનથી પ્રતિજ્ઞા કરીને તે મોટરમાં બેસી ગયો—ને મોટરનાં પૈડાં જેમ જેમ તેને અચલાથી વધારે ને વધારે દૂર લઈ જવા માંડ્યા. તેમ તેમ તે અચલાની સાથે ગાળેલાં સુખદ પનોતાં સ્વપ્નાંમાં રાચતો અચલાની વધારે ને વધારે નીકટ આવવા લાગ્યો.



## [૮] સંધ્યાનું હૃદય

"વાદળ વાદળ ઘેરાયાં માનવ."

શિરીષ અચલાને ઘેર ગયા પછી તેનામાં અમુક પ્રકારનો ફેરફાર થઈ ચૂક્યો હતો. તેને લીધે સંધ્યાનું ભાવિ દિનપરદિન અંધકારમય બની રહ્યું હતું. તેના ચિરહાંસ્યમય મધુર મુખ ઉપર આજકાલ વચ્ચે વચ્ચે અંધકારની છાયા પથરાઈ જતી. સંધ્યા સમજી શકતી ન હતી કે વખતોવખત તેનું મન આમ ખિન્ન શા માટે થઈ જતું હતું અને તેને એકાંતમાં રહેવું વધુ કેમ ગમવા લાગ્યું હતું.

સંધ્યાનો પતિ તેને કોઈ દિવસ પ્રત્યક્ષ રીતે તો કંઈ માઠું લાગે તેવું કહેતો પણ નહિ. પણ વખતો વખત પોતાનો અણગમો તો અચુક પ્રગટ કરતો અને શું તેથી સંધ્યાના મનમાં આવા ભાવો પેદા થતા હશે? લગ્ન પછીનાં શરુઆતનાં બે વર્ષ સંપૂર્ણ સુખ-શાંતિમાં પસાર થઈ ગયાં. તે બે વર્ષ ક્યારે આવ્યાં ને ક્યારે ગયાં તેની ખબર પણ પડી નહિ. પણ તે પછી આ ત્રીજું વર્ષ આવ્યું. તેના ઉદરમાં આટલી બધી અશાંતિ ક્યાંથી ભરેલી હતી? અને

સંધ્યા ભલે ન્હાની હતી છતાં પણ સમજી શકી કે શિરીષમાં કંઈક ગંભીર ફેરફારો થઈ ગયા છે. હવે તો શિરીષ તે પહેલાંનો શિરીષ જ નહિ. એટલું જ નહિ પણ પોતા તરફથી તેની ટૂંકી રીતભાત પણ સંધ્યાથી અજાણી રહી નહિ. પહેલાં તો સંધ્યાની કંઈ ઇચ્છા થાય તેને આધિન થઈ તેમાં પૂરેપૂરો ઉત્સાહ બતાવવો, તેમાં શિરીષ કર્તવ્ય તથા આનંદ સમજતો હતો—હવે તેમ નહોતું. જો કે શિરીષ કોઈ દિવસ મોંઢેથી સંધ્યાને ખોટું લાગે તેવી કોઈ વાત કહેતો નહિ, તો પણ સંધ્યા તેનામાં થયેલું પરિવર્તન બરોબર સમજી ગઈ હતી. સ્ત્રીઓ આ વિષયમાં બહુ જ ચાલાક હોય છે. નહિ તો સંધ્યા જેવી ભોળી છોકરી આ પરિવર્તનની વાત ઝટ શી રીતે પકડી પાડે? તેણે ઘણો વિચાર કરી જોયો, પણ પતિના આ પરિવર્તનનું ખરું કારણ શું તે તેના સમજવામાં ન આવ્યું.

કદાચ આ પરિવર્તન તો ઘણા દિવસ પહેલાંથી થયેલું હતું. પણ ભોળપણને લીધે સંધ્યા તે સમજી શકી ન હતી. આખો દિવસ સંધ્યા સ્વામીને માટે જેટલો વિચાર કરતી તેટલો જ વિચાર બીજી એક વ્યક્તિને માટે પણ કરતી હતી. જેટલી આતુરતાથી સ્વામીની રાહ જોતી તેટલી જ આતુરતાથી તે અચલાની પણ આકાંક્ષાપૂર્વક રાહ જોતી. આમ સંધ્યાનું અર્ધું ચિત્ત અચલામાં રોકાયેલું રહેવાથી તે સ્વામીના મનના પરિવર્તનને ઝટ પકડી પાડી શકી નહતી. પણ કેટલાક દિવસ અચલાનો સંપર્ક દૂર થવાથી તે પોતાના પૂરેપૂરા મન વડે સ્વામીને અવલોકવા લાગી; અને તેને માલુમ પડ્યું કે પોતાના પતિના મનમાં અને સ્વભાવમાં અદ્ભુત પરિવર્તન પણ થયેલું છે.

તેણે જોયું કે પોતાનાથી શિરીષને જરા પણ તૃપ્તિ થતી નથી. શિરીષ જે ઈચ્છતો હતો તે વસ્તુ પોતે ન હતી. આ અભાવ તેના હૃદયને મહાપીડા કરવા લાગ્યો. તેની છાતી ફાટી ગઈ.

પોતે હવે પસ્તાવા લાગી. પોતે શિરીષને લાયક પત્ની નહોતી. ને મનમાં ને મનમાં પોતાના તથા શિરીષના ગુણોની તુલના કરવા લાગી. ભગવાને તેને સુગંધહીણું ખાખરાનું પુષ્પ શા માટે બનાવી? સ્વામીના મનને પ્રસન્ન કરે તેવા ગુણ તેને કેમ ન આપ્યા? આવા કારણો મનમાં સમજ્યા પછી એણે ખૂબ જ ધ્યાનપૂર્વક લખવા વાંચવાનું શરુ કર્યું. સંગીત શીખવા માંડ્યું. તેની આવી એકાગ્રતા જોઈ અચલા સુદ્ધાંને આશ્ચર્ય થયું. કિન્તુ હાય, તેછતાં તે શીખી શકી જ નહિ. તેના મનની આકાંક્ષા સફળ ન થઈ શકી. તે હારી ગઈ. ખૂબજ રડી. પણ જે તેના સ્વભાવમાં ન હતું તે સિદ્ધ ક્યાંથી થાય? સંગીતનો એક સૂર પણ તે ગ્રહણ ન કરી શકી. આમ પોતાના નવીન ઉત્સાહથી શરુ કરેલા લેખનવાંચન તથા સંગીતના અભ્યાસમાં ફરીથી પણ પોતે નાશીપાસ થઈ ત્યારે તેણે રૂદનભર્યા અવાજે શિરીષ પાસે પોતાની હાર કબુલ કરી: "મારાથી તમને કશો જ લાભ થયો નથી. હું હવે મરવા માગું છું."

જરા હસીને શિરીષ બોલ્યો: "લાભ નથી થયો એવું તો મેં તને કોઈ દિવસ નથી કહ્યું કે તું એમ મરવા માટે તૈયાર થાય સંધ્યા!"

આ વખતે તેની આંખમાંથી આંસુ સરી પડયાં. તે બોલી: "તમે મુખેથી કંઈ કહેતા નથી, પણ તમારા મનની વાત મારી સમજ બહાર નથી રહી. તમે જેવી સ્રીને માગો છો તેવી હું નથી. હું બહુ લખી વાંચી જાણતી નથી, હું સંગીત જાણતી નથી, હું......"

બોલતાં બોલતાં તેનો કંઠ રુંધાઈ ગયો. શિરીષ ચૂપ બેસી રહ્યો. ખરેખર! તે કંઈ બોલી શકયો નહિ. જે વાત ખરેખર સાચી હોય તેને મિથ્યા આવરણ વડે ક્યાં સુધી ઢાંકી શકાય?

ગળું સાફ કરી સંધ્યા બોલીઃ " હું વિચાર કરું છું કે, જો મારી સાથે તમારું લગ્ન ના થયું હોત તો બેનની સાથે તમારું લગ્ન થાત. અને તેમ થયું હોત......"

" સંધ્યા !—"

પણ ના, એ એકવાર તેના નામનું ઉચ્ચારણ કરીને શિરીષ અટકી ગયો. હા, તેનું હૃદય પણ એજ વાત કહી રહ્યું હતું. સંધ્યા માટેનો અંતરનો અભાવ હાહાકાર કરી રહ્યો હતો કે, હા, જો આ ન આવી હોત તો તે આવી શકત. જાણે તેના હૃદયનો પ્રતિધ્વનિ સંધ્યાના હૃદયમાં પડ્યો હતો સંધ્યા પણ તે સમજી હતી અને એ સત્યને અત્યારે ઉચ્ચારી રહી હતી. એ સત્યને શી રીતે અવગણી શકાય ?

સંધ્યાએ નીચે ઢળેલી આંખો ઊંચી કરી સ્વામી તરફ નજર કરી. તેની આંખમાંથી અશ્રુની સરિતા વહેવા લાગી.

વ્હાલની પ્રતિમૂર્તિ જેવી કિશોરીને શિરીષે છાતી આગળ ખેંચી લીધી. મનમાં જાણે કે એકાદ ક્ષણ માટે તેના અંતરની જ્વાળા દૂર સરી ગઈ. ને એક ક્ષણ માટે જાણે શિરીષની અચલા માટેની આકાંક્ષા તેના દિલમાંથી અળગી થઈ ગઈ.

જ્યારે અચલાને પ્રાપ્ત કરવાની તક હતી ત્યારે શિરીષે તેને દૂર હડસેલી હતી. એને દૂર હડસેલીને જે સ્ત્રીને પોતે પ્રાપ્ત કરી હતી તેનાથી આજે તે કેમ તૃપ્ત થઈ શકતો નહતો ? અને અચલાને પ્રાપ્ત ન કર્યાની પ્રબળ વેદના આજે શા માટે તેના અંતરમાં જાગી ઊઠે છે !

મનુષ્ય સ્વભાવ જ એવો છે. જ્યાં સુધી વસ્તુ પ્રાપ્ત થવાની આશા હોય છે, ઇચ્છા કરતાં જ જ્યારે પામી શકાય છે ત્યારે મનુષ્ય તે પ્રાપ્ત કરવા નથી માગતો. પણ જ્યારે તે વસ્તુ પ્રાપ્ત કરવાની

આશા સરી જાય છે, જ્યારે તેને ખબર પડે છે કે હવે કોઈ રીતે તે પ્રાપ્ત કરી શકે તેમ નથી ત્યારે તેને માટે માણસ વલખાં મારવા માંડે છે, અને પશ્ચાતાપ તથા અધિરાઈથી ઉત્કંઠીત બની જાય છે. સામાજિક દ્રષ્ટિએ અચલા શિરીષના હાથથી અનેક ગાઉ દૂર ચાલી ગયેલી હતી. માનવ સ્વભાવ પણ તે અંતર કાપી શકે તેમ નહોતો. અચલા બધી રીતે અપ્રાપ્ત જેવી થઈ ગઈ હતી. વળી છેલ્લાં છેલ્લાં તેણે અચલાના મુખ ઉપર દઢતા પ્રગટેલી જોઈ હતી, અને અચલાની વાતમાં પણ તેણે તેવી જ દઢતા જોઈ હતી. આમ અચલા તેનાથી બહુ દૂર જઈ પડેલી હતી. છતાં તે તેની આકાંક્ષા કરી રહ્યો હતો. તેની એ વાત સાચી હતી કે અચલા હજી તેને પૂર્વવત કરતાં ય વધુ સ્નેહથી ચાહતી હતી. પણ એ વાત એટલી જ સત્ય હતી કે, એ વ્હાલ–સ્નેહ–તે સારા જીવનપર્યંત એજ રીતે ચાલુ રાખશે, એ સ્નેહની ખાતર તે શિરીષના હાથમાં પોતાનો દેહ કદિ પણ અર્પણ નહિ કરે.

કેવી ગંભીર ભૂલ પોતે કરી રહ્યો હતો ? વાસનામાં ડૂબીને તે પોતાની જાતને કેવો દુઃખી કરી રહ્યો હતો ? સાથે સાથે અણખીલી કળી જેવી સંધ્યાને પણ કેવો સંતાપી રહ્યો હતો ! તે શું બોલી શકે ? થોડાં વર્ષો પહેલાં પોતે અચલા સાથે કેવો સંબંધ ધરાવતો હતો, તે વાત સંધ્યાને શી રીતે કહી શકાય ? એ વાત હવે તે છુપાવી શકે તેમ ન હતું. સંધ્યાને તે વાત જણાવી દેવા તેનું ચિત્ત આતુર બની રહ્યું.

ના, પણ હવે એ વાત તેને કહેવી એ કોઈ રીતે ઠીક નથી. આજ પહેલાં એ વાત તેને કરી હોત તો સંધ્યા તે આનંદપૂર્વક સાંભળત. પણ હવે તે વાત કહેવાથી તે ભળતા જ વિચારો કરી ઉલટી વધુ દુઃખ પામશે.

શિરીષ આમ વિચાર કરી ચૂપ રહ્યો, હોઠે આવેલી વાતને તેણે પ્રયાસપૂર્વક મનમાં જ શમાવી દીધી.

સંધ્યા તથા શિરીષ એક બીજાથી છૂટાં પડતાં જતાં હતાં તેની અચલાને સહેજ પણ ખબર નહોતી. તે તો હંમેશ મુજબ આવીને સંગીત શીખવવા બેસતી. પણ આજકાલ સંગીતમાં પણ સંધ્યાનું ચિત્ત બરોબર પરોવાતું નહિ. એકાદ ગીત સાંભળતાં સાંભળતાં જ તે મનમાં બીજા વિચારો કરવા લાગતી. ગાન પુરું થતાં તે બાઘાની પેઠે અચલાના મોં સામે જોઈ રહેતી. અચલા કંટાળીને હાર્મોનિયમ બંધ કરી પુસ્તક ઉઘાડતી. પણ તે કાંઈજ વાંચી શકતી નહિ. એક લીંટી સરખી પણ સંધ્યા બરોબર વાંચી શકતી નહિ. જાણે એનું મગજ બહેર ન મારી ગયું હોય! પણ આવો વર્તાવ લાંબો વખત ચાલે તે પહેલાં જ અચલાને કાંઈક શંકા પડી તથા એક દિવસ લાગ જોઈ તેણે પૂછ્યું: "આજકાલ તું આવી કેમ બની ગઈ છે, સંધ્યા? કોઈ પણ વાતમાં તારું મન કેમ ચોંટતું નથી? વાંચતી વખતે તારું મન ક્યાં ભમે છે તે કહીશ?"

સંધ્યાએ પોતાનું લજ્જાથી લાલચોળ બનેલું મુખ નીચે ઢાળી દીધું. મન ક્યાં ભમતું હતું તે વાત શી રીતે કહી શકાય? જીવ જાય તો ભલે પણ સ્વામીની વાત તે કોઈને કહી શકે નહિ. અને બહારના જે લોકો આ વાત જાણે તે પીઠ પાછળ હાંસી અને નિંદા કર્યા વગર રહે નહિ, એ પણ તે જાણતી હતી.

છેવટે વિરક્ત ભાવે અચલા બોલી: "તને કાંઈ નહિ થાય સંધ્યા! શા માટે નિરર્થક પોતે કષ્ટ પામે છે અને મને પણ કષ્ટ આપે છે? આ બધું છોડી દે, મને પણ રજા આપી દે! એક વર્ષ થઈ ગયું છતાં તને કંઈ જ ન શીખવી શકી. આ સ્થિતિમાં દર માસે પગાર લીધા કરવો મને પણ શરમજનક લાગે છે."

અત્યંત નિશ્ચિંત મને સંધ્યા બોલી: "હું તો તે વાત જાણું છું. પણ તે હજી આશા રાખે છે કે હું હજી સંગીત શીખી શકીશ. આજ હું તેને કહીશ કે બેન પોતે જ હવે ના પાડે છે. એટલે તે વધુ આગ્રહ નહિ કરે થયું."

તે દિવસે સ્વામી બહારથી આવતાં જ તેણે અચલાની વાત કહી. "બેન પોતે જ હવે કામ કરવા માગતાં નથી. કહે છે કે હું હવે સંગીત શીખી શકીશ નહિ."

ગંભીર મુખે શિરીષ બોલ્યો: "સારું, હું તેનો વિચાર કરીશ."



## [૯] ભાડાની ટેક્ષીમાં

"વ્હાલા માગું એક વાત જો મારી કાળજાની કોરને અડશો નહિ."

અચલાએ આવવાની ના પાડી પણ શિરીષે જવાબ વાળ્યો નહિ તેથી કરીને અચલાએ સંધ્યાને ભણાવવાનું ચાલુ રાખ્યું. શિરીષ પણ જાણે કાંઈ જ ના બન્યું હોય તેમ દર માસે તેને પગારની રકમ પૂર્વવત આપવા લાગ્યો. સંધ્યાને પણ એની એજ રીતે ચોપડી, નોટ અને હાર્મોનિયમ લઈને બેસવું પડતું. તેને મનમાં તો હવે ભણવા ઉપર કંટાળો જ આવ્યો હતો. છતાં પણ આ કંટાળો પોતે પ્રગટ કરી શકતી ન હતી. કારણ કે પોતે સમજતી હતી કે આમ કંટાળો બતાવવો તે પતિની ઇચ્છા વિરુદ્ધ થતું હતું.

અષાઢી મેઘલી જામી હતી ને આકાશ ગોરંભાયું હતું. સવારથી વાતાવરણ કંઈક ક્ષુબ્ધ થયું હતું તથા સાંજ પડતી હતી, ઉકળાટ પણ વધ્યો હતો, અચલા આવે દિવસે પણ સંધ્યાને શીખવવા તો આવી જ હતી ને સંધ્યાને પણ રસ પડતાં કાંઈક વધારે મોડુંક થયું. ને જ્યારે રાત્રે અચલા ઘેર જવા માટે તૈયાર થઈ ત્યારે ધાર્યા પ્રમાણે મૂશળધાર વરસાદ પડવા માંડ્યો. આથી તેને થોડીવાર અટકી જવું પડ્યું. રાત્રે લગભગ સાડા દશ અગિયારના સુમારે વરસાદ બંધ

પડ્યો. દાસીએ શોફરની ખબર કાઢી તો માલુમ પડ્યું કે તે સંધ્યા વખતે રજા લઈ ચાલ્યો ગયો છે અને હવે પાછો આવવાનો નથી.

આ સાંભળી અચલા દિંગ્મૂઢ થઈ ગઈ અને ધીરેથી બોલી: "હવે ઉપાય!"

સંધ્યાએ તેને બાથમાં પકડી ખીલખીલાટ હસતાં કહ્યું: "ભારે ગમ્મત આવી છે! આજ અહીં જ રાત રહી જાઓ મોટી બેન! કાલે સવારે જ હવે જજો."

અચલા જરા હસી: "પણ તેમ થાય તો શિરીષબાબુ—" ગાલ ફુલાવી સંધ્યા બોલી: "તેમને તો ભારે મજા પડશે. તે તો એકલા જ રહેવા માગે છે. માજી અહીં હતાં ત્યાં લગી તો ઠીક હતું, કેમકે હું માજી પાસે જ રહેતી. પણ માજી ગયા પછી તેમને ભારે મૂશ્કેલી થઈ છે. આજ તે શાંતિથી ઊંઘી શકશે અને તમને આશીર્વાદ આપશે."

અચલાનું મોં એકદમ લાલ થઈ ગયું. તે અન્ય મનસ્ક ભાવે થોડી વાર દીવા તરફ તાકી રહી. તેણે જોયું કે આજની અંધારી રાતે બહારથી અનેક પતંગિયાં ઉડીને અંદર આવી આમ તેમ ઉડતાં ઉડતાં ચીમનીમાં પેસે છે ને ફરી ઉડે છે, અને એ રીતે અંતે પોતાની જાતને મૃત્યુને ખોળે અર્પણ કરે છે, તેમ કદીયે પોતાની બાબતમાં પણ બને તો? ને પછી—

એકાએક માથુ ધુણાવી પોતાની અનિચ્છા તેણે પ્રગટ કરી: "ના, આજ મારે જવું જ પડશે. રોકાઈ શકીશ નહિ."

સંધ્યાને આ શબ્દો ગમ્યા જ નહિ. તેના ઉજવળ બનેલા મુખ ઉપર અંધાર છવાઈ ગયો: "કેમ મોટી બેન, એક રાત રહેવાથી શું હરકત થાય તેમ છે?"

તેની હડપચી પકડી પ્રેમથી અચલા બોલી: "રહેવામાં કંઈ

જ હરકત નથી બેન ! પણ માસીબા એવાં છે કે તેમને એ પસંદ નથી. મને પાછા ફરતાં આટલી રાત વીતી ગઈ છે એટલે તે બહુ ફિકર ચિંતા કરતાં હશે. રાત્રે જો હું ન જાઉં તો તે આખી રાત ઊંઘશે નહિ. વળી ઘરમાં એવો કોઈ માણુસ પણ નથી કે જેને મોકલીને મારી ખબર પણ કઢાવી શકે."

સંધ્યા બોલી : "તમારે ત્યાં હમણાં તો કોઈ લોકો આવ્યા છે ને !"

અચલા બોલી : "એમની વાત છોડોને બેન ! એ લોકો તો કાંઈ જ કામના નથી."

સંધ્યાએ કહ્યું : "હું હમણાં ખબર મોકલાવી દઉં છું."

અચલા ગંભીર મુખે બોલી : "ના બેન, એ નહિ બને. મારે જવું જ પડશે. એકાદ ભાડાની ગાડી મંગાવી આપો કે તેમાં બેસીને હું જઈશ."

બીજા રૂમમાં શિરીષને આ ખબર પહોંચાડતાં તેણે કહેવડાવ્યું કે, આવી અંધારી રાતે અચલાને ભાડાની ટેક્ષીમાં એકલી મોકલવાનું સાહસ ઠીક નથી.

અચલાએ સંધ્યાને કહ્યું : "તમે એમને કહેવડાવો કે મને જરા પણ બીક લાગવાની નથી. રસ્તાની મને ખબર છે. ટેક્ષી તો માત્ર એક ઉપલક્ષ પૂરતી જ છે, અને તે જો ન મળે તો કોઈ એક માણુસને મારી સાથે મોકલો તે મને પહોંચાડી પાછો આવશે." અચલાનો જવાનો જ નિશ્ચય જોઈ શિરીષ પોતે જ સાથે જવા તૈયાર થયો.

અચલા આ સાંભળી થોડીવાર અચકાઈને ઊભી. સંધ્યા તેને વિનયથી કહેવા લાગી : "તો તેમની સાથે જ જાઓ બેન ! ખરેખર, આજના વખતે પરાયા કોઈનો વિશ્વાસ કરવો ઠીક નથી. આજકાલ સ્ત્રીઓ પરના અત્યાચારની કેટકેટલી ઘટનાઓ રોજબરોજ સાંભળીએ

છીએ ! એવી ઘટનાઓ વાંચીને કે સાંભળીને મને તો બહુ ભય લાગે છે ! અમારો બૂઢ્ઢો શોફર બહુ વિશ્વાસુ માણસ છે. તેથી તેની સાથે તમને એકલાં મોકલતાં અમને અવિશ્વાસ નથી આવતો. તમને ભય નહિ હોય, પણ અમને તો ભય લાગે છે જ.'

આમ થોડીવાર રકઝક ચાલ્યા પછી એક ટેક્ષી બોલાવી મંગાવી તેમાં અચલાને બેસાડી બાજુમાં જ શિરીષ પોતે પણ બેસી ગયો.

અચલા બહારની બાજુએ જોઈ રહી હતી, પાસે બેઠેલા શિરીષ તરફ તે જોઈ શકતી ન હતી. પણ શિરીષ તેના તરફ જ જોઈ રહ્યો હતો. અને આસ્તેથી તે બોલ્યો:

"અચલા—"

ચમકીને અચલાએ તેની તરફ નજર કરી.

આજ શિરીષમાં સંકોચ, લજ્જા, ભય, કંઈ પણ ન હતું. તેણે નજર નીચી ન ઢાળી પણ સ્થિર અવાજે કહ્યું: "આજ તમારી સાથે કેટલીક વાતો કરવાની ખાતર જ મેં આ રીતે તમારી સાથે આવવાનો લાભ લીધો છે. મારે ત્યાં સંધ્યા તમારી પાસે જ હોય છે અને તમારા ઘરમાં તમારી માસીબાની હાજરી હોય છે. તેથી વાત કરવાનું એક જ સ્થાન આ રસ્તો જ છે. મને દોષ ના દેશો અચલા, આને માટે રોષ પણ ન કરશો." અચલા ચૂપચૂપ જોઈ જ રહી. તેના મુખમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો.

આવેશમાં આવેલો શિરીષ આગળ બોલતો જ ગયો: "મેં મોટી ભૂલ કરી છે, મારી એ ભૂલ હવે ભાંગી છે. તમે મનથી માનશો કે હું બહુ સુખી છું. પણ તેમ નથી અચલા, બહારના હાસ્યથી એવું માનવાની ભૂલ ન કરશો. મનમાં જે રૂદન સતત ચાલ્યા કરે છે, તેનું રૂપાન્તર એજ એ હાસ્ય છે. સ્ફૂર્તિનું કે સુખનું એ હાસ્ય નથી. હું જાણું છું કે તમે પણ તેવી જ રીતે દુ:ખી છો. મારે માટે જ તમારું જીવન આ રીતે વિષમય બની ગયું છે."

અચલા બોલી ઊઠી: "ના, ના, આપ એ બધી વાત કરશો નહિ. એથી મારું..."

તેને બોલતી અટકાવી તેનો હાથ પોતાના હાથમાં લઈને જોરથી દાબી રાખતાં શિરીષ બોલ્યો: "રહો, એકવાર મારી કથા એકીશ્વાસે પૂરી કરી લેવા દો. તે પછી જે કહેવું હોય તે કહો. મારી ભૂલથી મારી સુખશાન્તિ ચાલી ગઈ છે. તમારી સુખશાન્તિ ગઈ છે. આપણે બેઉ જણ અભિશાપ પામેલા જીવો જેવાં છીએ. ભૂલનો બોજો માથે ઊઠાવી આપણે ચાલ્યા કરીએ છીએ, પણ એ અભિશાપ ટાળવાનો ઉપાય પણ છે અચલા! અને એને અંગેજ આજકાલ દેશમાં જે આન્દોલન ચાલી રહ્યું છે તે પણ તમે જાણતાં હશો. માનવધર્મ સ્નેહ–પ્રેમને માગે છે, સ્નેહનો જ સંસારમાં સદા જય થતો આવ્યો છે. આપણું સામાજિક દ્રષ્ટિએ મિલન થશે નહિ, થઈ શકે પણ નહિ. કારણ તમે પરણેલાં છો અને હું પણ પરણેલો છું. તમારા સ્વામી અને મારી સ્ત્રી હયાત છે. પરંતુ તે બધું હોવા છતાં માનવધર્મની હૃદયવૃત્તિ વડે પ્રેરાઈને આ સંસારમાં જ આપણે પતિ–પત્ની તરીકે વાસ કરી શકીએ......"

"શિરીષભાઈ!"

આર્તસ્વરે અચલા બોલી ઊઠી: "આ કેવી વાત કરો છો શિરીષભાઈ!"

શિરીષ દ્દઢ સ્વરે બોલ્યો: "હા, સાચી વાત કહું છું. એકવાર મેં ભુલ કરી છે, પણ તે સુધારવાનો માર્ગ યુગધર્મને અંગે મને મળી ગયો છે. આપણે સમાજના બંધનો માની લઈ તેને જ ખાતર આખો જન્મ દુ:ખ સહન કરવાનું નહિ સ્વીકારી લઈએ, આપણે સમાજ–ધર્મનાં જયગાન નહિ ગાઈએ, આપણે તો યુગધર્મનાં, માનવીના હૃદયધર્મના પવિત્ર જયગાન ગાઈશું."

જોરથી તેના હાથમાંથી પોતાનો હાથ છોડાવી લઈને અચલા રૂંધાયેલા સ્વરે બોલી ઊઠી: "હું આપના એ યુગધર્મને અનુમોદન નથી આપી શકતી."

ક્ષુબ્ધ બનેલો શિરીષ બોલ્યો: "કેમ નથી આપી શકતાં? આટલું ભણ્યાંગણ્યાં છો, આટલી દૃઢતા છે તમારામાં, તો પણ તમે આટલાં બધાં દુર્બળ બની જાઓ છો?–આવો ભીરૂ સ્વભાવ છે તમારો?"

અચલા બોલી: "હા, શિરીષભાઈ, હું એવી દુર્બળ છું અને મારો સ્વભાવ પણ એવો ભીરૂ છે. કદાચ આજનો યુગ તેના નવીન વિચારો લઈને અમારા દરવાજે આવી ખડો હશે, પરંતુ અમે સ્ત્રીઓ તેને એવી રીતે કદાપિ સ્વીકારી શકીશું નહિ. કારણ એ અમારા દેશની પ્રણાલિકા નથી. એ વિચારો સાથે અમે જરાય પરિચિત નથી. એકદમ નવી વાત માત્ર સાંભળીને જ અમે સજ્જડ થઈ જઈએ છીએ, ત્યાં તેના સ્વીકારની તો વાત જ શી? આપ સારી રીતે જાણો છો કે કયી વસ્તુનું દાન થઈ શકે. જે વસ્તુ બીજા કોઈની છે, તે અન્યને અર્પણ ન કરી શકાય. હું આપને ચાહુ છું, આપની ભક્તિ કરી શકું, પણ દેહનું દાન ન આપી શકું. કારણ દેહની ઉપર મારો પોતાનો જ અધિકાર નથી. યુગયુગથી ચાલી આવતી સમાજનીતિ કહો—અથવા તેને બીજું ગમે તે નામ આપો—તેને આપનો યુગધર્મ અથવા મનુષ્યની હૃદય-વૃત્તિ સહજે ભાંગી શકશે એમ મને નથી લાગતું. મારા સ્નેહને આપ વૃત્તિથી જડાયેલો માનો છો તે આપની ભૂલ છે. હું તો મારા સ્વામીની સ્ત્રી છું, કારણ તેમની સાથે મારાં લગ્ન થયાં છે. લગ્નને આપ કદાચ ફગાવી દઈ શકતા હશો—પણ હું હિન્દુ—કન્યા છું, એ સંસ્કારોમાં ઉછરેલી છું, હું લગ્નનો અસ્વીકાર ન કરી શકું, હું તો એને જીવનભર માન્ય રાખીશ. આપે જે યુગધર્મની વાત કરી, જે સ્નેહનું જયગાન કર્યું અને લગ્નને ફગાવી દેવાની વાત કરી તે બધા વિચારો જ્યાંથી આવ્યા છે ત્યાં પણ આજે

લગ્નનું માન કાયમ રહેલું છે. સ્નેહનો વિજય ત્યાં પણ લગ્નની ઉપર પોતાની શ્રેષ્ઠતા સ્થાપી શક્યો નથી. આપને પગે પડું છું શિરીષભાઈ! આ રીતે હવે ફરીથી બોલશો જ નહિ. આપ આમ બોલીને મ્હારા હૃદયને ફરીથી વ્યથીત કરશો નહિ. આપના સાચા સ્નેહની નિશાની સમ તો મારી નારી મર્યાદા સુરક્ષિત રાખવી, તેજ હોઈ શકે. મને આમ સ્વાધિનપણે જ રહેવા દો! સ્નેહને નામે જે અત્યાચારનું ચિત્ર આપે મારી સામે ધર્યું છે તેનાથી તો મ્હારા હૃદયમાં શું થાય છે તે કહેવું મુશ્કેલ છે."

શિરીષ સ્તબ્ધ બની ગયો. આ નારી ઉપર તેના મનમાં જ મહાક્રોધ પ્રગટી રહ્યો.

"તમે એને અનુમોદન ન આપી શકો તો પણ મારી વાતને ઉડાવી ન દેશો અચલા! આજ તમે મારી વાતમાં અવિશ્વાસ કરી તેને ઉડાવી દેશો, પણ બે વર્ષ બાદ જોઈ શકશો કે એ સ્નેહનો વિજય સારા દેશમાં ફેલાઈ ગયો હશે. દેશને કાળક્રમે તે સ્વીકારવો પડશે. એક માણસ દાખલો બેસાડશે એટલે દશ જણ તેને અનુમોદન આપશે. દેશમાં પહેલાં કોને ખબર હતી કે હિન્દુ–મુસલમાન વચ્ચે લગ્ન સંભવિત બનશે? એ પરથી એમ સાબીત નથી થતું કે યુગધર્મનો અને માનવની હૃદયવૃત્તિનો જ જય થાય છે? આજે તમામ જાતિઓ એકત્ર થઈ અસ્પૃશ્યતાનું કલંક નિવારવા મથી રહી છે. વર્ષો પહેલાં કોઈને આશા હતી કે એવું બનશે?"

અચલા માથું ધૂણાવી બોલી: "ના, આશા ન હતી, પરંતુ એ વસ્તુ આ દેશમાં પહેલાં હતી તેથી આજે શક્ય બની છે. આ દેશમાં પ્રથમ સામ્યધર્મનું રાજત્વ હતું, છતાં કાળક્રમે આ સ્થિતિ આવી પડી. દેશની એથી ખરાબ અવસ્થા થયેલી જોતાં જ

દેશના લોકો એ સામ્યધર્મનો યુગ ફરી સ્થાપવા પ્રયાસ કરી રહ્યા છે. હિન્દુ–મુસલમાન લગ્ન બે વિરાટ જાતિઓને એકત્ર કરી દેશના મંગલમાં સહાયભૂત બને તેમ છે, પરંતુ આ નવીન યુગધર્મ જે વિદેશમાંથી આ દેશમાં આવ્યો છે તેને અનુસરવાથી દેશનું શું મંગળ થશે તે હું નથી સમજી શકતી, એથી દેશમાં હાહાકાર ઊઠશે અને દેશ સ્મશાનવત્ બની જશે. મહાત્મા ગાંધીનો ઉપદેશ નિરર્થક થઈ જશે. જે ધર્મને અનુસરવા તેમણે હાકલ કરી છે તે ધર્મ પછી શોધ્યો પણ નહિ જડે. એનું જ નામ છે સ્વેચ્છાચાર, વ્યભિચાર. એવા સ્વેચ્છાચાર વડે દેશનું મંગલ સિદ્ધ થશે, એમ જેઓ કહેતા હશે તેમને એ ખબર નથી કે આ ભારતવર્ષ છે. શિરીષ, આ પવિત્ર ભારતવર્ષની સ્ત્રીઓનો આદર્શ સીતા, સાવિત્રી, અને દમયંતી છે. એ જ આદર્શને લીધે આ દેશની સ્ત્રીઓ બચી શકી છે અને હજીએ એ જ આદર્શ વડે તેઓ વિનાશમાંથી બચી શકશે. તેમના ઉપર જો તમે કહો છો તેવી વિલાયતી હવા અને વિચારો લાદવામાં આવે તો તેઓ પોતાનો પવિત્ર આદર્શ ભૂલી જશે અને ખરેખર દેશ તેથી મૃત્યુ પામશે. તે દિવસે એક પણ જીવન પવિત્ર રહેશે નહિ. મારી પોતાની વાત કરું તો મારું આ જીવન પરની સેવા વડે જ સાર્થક થઈ શકે. હા, મારા સ્વામી જો મારી સાથે સારો વ્યવહાર રાખતા હોત તો દેશના રિવાજ અનુસાર મારો ધર્મ માનીને હું ત્યાં જ રહેત. જે મને અનુચિત લાગ્યું તે હું સહન ન કરી શકી. મારું આત્મસન્માન ઘવાયું અને હું ત્યાંથી ચાલી નીકળી. આપ મને જે માર્ગ સુચવો છો તે અયોગ્ય છે. એટલું તો નહિ પણ કદી આચરી શકાય નહિ તેવો છે. માટે હવે પછી તેનો કદાપી ઉચ્ચાર પણ કરશો નહિ."

શિરીષે માત્ર એક ઊંડો નિશ્વાસ નાંખ્યો. તે કાંઈ જ બોલ્યો નહિ.

અચલા સ્નેહાળ અવાજે ફરી બોલી: "તમે મનમાં એમ

વિચારી રહ્યા હશો કે હિન્દુ કુટુંબની છોકરીઓ જન્મથી જ અંધ શ્રદ્ધાળુ હોય છે, પણ તેમ નથી. એ આપની ધારણા ખોટી છે. મારી સાથે જેમનો જેમનો પરિચય છે તે દરેકને જો તમે પૂછશો તો..."

શિરીષ વિષાદભર્યા સ્વરે બોલ્યો: "પૂછવાની શી જરૂર છે અચલા? ખરેખર, મેં તમારું અપમાન કર્યું છે અને તે માટે હું માફી માગું છું."

મોટર ઘરના દરવાજા આગળ આવી ઉભી. અચલા ઊઠતાં ઊઠતાં બોલી: "જુઓ, એક વાત હું તમને ઘણા દિવસથી કહેવા માગતી હતી, છતાં કહી શકી ન હતી. આજ આપની સાથે આટલી બધી વાતચીત થઈ ગઈ તો હવે તે વાત પણ બાકી શા માટે રાખવી? વાતમાં બીજું કાંઈ જ નથી—હું હવે આપના ત્યાં આવવા ઇચ્છા રાખતી નથી."

સ્થંભિત થઈ ગયેલો શિરીષ ધીરેથી બોલ્યો: "મને લાગે છે કે, તમે મારી આજની વાતચીતને લીધે જ એમ કહો છો ખરુંને?"

અચલા બોલી: "ખરેખર તેવું તો નથી, પરંતુ માનવીના વ્યવહાર અને મનોવૃત્તિને થોડો ઘણો સબંધ તો હોયછે જ. સંધ્યા મારી પાસે કાંઈ પણ શીખી શકતી નથી, માટે એને બીજા શિક્ષકની પાસે શિક્ષણ આપવાની આવશ્યક્તા છે. અને બીજી એક સાચી વાત એ કે, હું ત્યાં જાઆવ કરું છું તેથી પેલી જૂની વાતો તમારા મનમાં જાગી ઊઠી છે. આપનો પ્રેમ, પ્રેમનું ઉપાદાન પ્રત્યક્ષ ન હોવાથી આટલા દિવસો સુધી મરી ગયો હતો—પણ ઉપાદાન મળી આવતાં ધીરે ધીરે તે જાગૃત થઈને પૂનર્જીવન પામ્યો છે અને આપ તેને પુષ્ટિ આપી રહ્યા છો. એનો જોસદાર ધક્કો સમાલી લેવાની ખાતર આજે આપ બહુ જ વ્યથા પામી રહ્યા છો. તમે કહો છો કે તમે

સુખી નથી, પણ એ વાત સાચી નથી. કારણ જો તેવું જ હોત તો લગ્ન પછીનાં તમારાં બે વર્ષ આટલા સંતોષથી નજ વીત્યાં હોત. હવે આપની તૃષ્ણા મટી ગઈ છે, અને એજ અરસામાં સામે મને જોઈને આપ આપની જાતને સંભાળી શકતા નથી. મારે માટે આ રીતે આપ દુઃખી થાઓ અને સંધ્યાના મુખનું મધુર હાસ્ય ઉડી જાય એ મને પસંદ નથી. મને માફ કરજો, કાલથી હું હવે નહિ જ આવું."

એક ઝડપી નમસ્કાર કરી તે ચાલી ગઈ. સ્થંભિત શિરીષ તેની તરફ જડભરતની પેઠે જોઈજ રહ્યો.



## [૧૦] ચંડાલ કન્યા

"ઉંચાં નીચાં મનુજ સઘળાં ઈશનાં બાળ સૌ છે."

તે દિવસે કોઈ એક ચંડાલની છોકરીને ક્યાંકથી સાથે લઈને મોહિત ઘરમાં આવીને બૂમ પાડવા લાગ્યો: "મા!"

બિન્દુવાસિની એ સાંભળી બહાર આવી પૂછવા લાગી: "કોને બોલાવો છો ભાઈ?"

મોહિત માથુ ધૂણાવી બોલ્યો: "આપ એમ માનતાં હશો કે માત્ર આપ જ મા છો, તે સિવાય બીજાં કોઈ મા નહિ હોય. આ ઘરમાં મારી બીજી પણ એક મા છે તેને હું બોલાવું છું. પહેલાં તેની સાથે વાતચીત કરી લેવા દો, તે પછી આપ તો છો જ. અને મોટીબેન પણ છે જ. પણ ત્યાં, હવે જરા ગમ્મત થાય તે જોજો!"

મોહિતની રીતભાત ઘણી વિચિત્ર હતી તે વાત બિન્દુવાસિની જાણતી હતી એટલે તેની સાથે વધુ લપછપ કર્યા વગર જરા હસીને બિન્દુવાસિની ઘરમાં ચાલી ગઈ.

મોહિતે બૂમ મારી: "અવિનાશ, મા ને સાથે લઈને જરા નીચે આવોને ભાઈ! તાકીદનું કામ પડ્યું છે."

સુકલકડા અવિનાશે ઉપરની બારીમાંથી ડોકિયું કરીને તેને જોઈ લીધો. પેલી છોકરીને તેની પાસે ઊભેલી જોઈને તેણે કુતુહલવશાત પ્રશ્ન કર્યો: "આ છોકરી કોણ છે વળી ?"

મોહિતે કહ્યું: "માને લઈને નીચે આવોને કહું છું."

પુત્રની સાથે મા—મોહિતની સાસુ, મોહિત ઊભો હતો ત્યાં નીચે આવી પહોંચ્યાં. સાત આઠ વર્ષની એ છોકરી હતી. તેનું મોં સુકાઈ ગયેલું હતું. જાણે કેટલાય વખતથી રોગનો ભોગ બની હશે, એમ ચહેરા પરથી દેખાતું હતું. મોહિત તેને આગળ ધરી બોલ્યો: "આ છોકરીને રસ્તામાંથી લઈ આવ્યો છું. મા ! એનું કોઈ જ નથી. રડતી રડતી માર્ગમાં જતી હતી, તેથી મારી સાથે લઈ આવ્યો છું. જાત તો હલકી છે, ચંડાલની છોકરી છે. અરે છોકરી! માજીને પ્રણામ કર !"

છોકરી પ્રણામ કરવા આગળ વધી તે જ વખતે તેઓ મહા આશ્ચર્યથી ચમકીને પાછાં હઠી ગયાં: "અરે છોકરી, છટ્ અહીંથી !"

અવિનાશે કહ્યું: "મોહિત, તારામાં જો જરાય અક્કલ હોય તો આ ચંડાલની છોકરીને અહીં લાવે ખરો ! જાણે છે કે ચંડાલ એ અસ્પૃસ્ય જાત છે. એનો છાંયડો પણ લેવાય નહિ !"

મોહિત બોલ્યો: "એથી તો હું એને લાવ્યો છું."

"એથી લાવ્યો છે એટલે ?" અવિનાશ બહુ આશ્ચર્ય પામ્યો.

ઘરનાં બધાંયને મોહિત એક કોયડારૂપ હતો. વળી તેનું વર્તન કદાપી સુધર્યું નહોતું. વર્ષો વધતાં જતાં હતાં તેમ મોહિત ડાહ્યો થતો હતો કે નહિ તેનો વિચાર દરેકને આવતો. બધાં માનતાં કે પરણ્યા પછી મોહિત કાંઈક ડાહ્યો થશે. તથા વહુ આવ્યા પછી જેમ

દરેક ભરાડી માણસ પણ ડાહ્યાં થઈ જાય છે તેમ મોહિતનું પણ બનશે તેમ મનાતું હતું. આથી પરિણામે મોહિત પરણ્યો. તે વાત પણ એક વર્ષના ગાળાથી જૂની થઈ ગઈ છતાંય એ તરંગી છોકરાનો સ્વભાવ કોઈ સમજી શક્યું નહતું.

મોહિત બોલ્યો: "ખરેખર, એટલા માટે જ હું એને લાવ્યો છું. કાલે જ તમારી સાથે મારે એ વિષે વાતચીત થઈ હતી. તમે બહુ જ ઉદાર ભાવે કહેતા હતા કે આત્મા માત્ર ભગવાન છે. તમે મને શ્રીમદ્ શંકરાચાર્યની વાત કહી હતી કે—જે સૂર્યનો પ્રકાશ પવિત્ર ગંગાજળમાં પડે છે તે જ સૂર્યનો પ્રકાશ ખાબોચિયાના પાણીમાં પણ પડે છે. તમે સૂર્યની સાથે આત્માની તુલના કરી હતી. એક જ ભગવાન તમારા દેહમાં અને આ ચંડાલના દેહમાં વસે છે. તો પછી એ અસ્પૃશ્ય કહેવાય શી રીતે? શંકરને જ્ઞાન થયા પછી તેમણે ચંડાલને આલિંગન આપ્યું હતું. તેમનો ભેદભાવ તે જ્ઞાનથી દૂર થઈ ગયો હતો. તો તમે જ્ઞાનાભિમાની પંડિત બ્રાહ્મણ, આ અનાથ ચંડાલની છોકરીને થોડો આશ્રય ન આપી શકો? મનુષ્યના કૃત્રિમ ભેદભાવને લીધે આટલી ઘૃણા, આટલો સંકોચ, આટલી કઠોરતા યોગ્ય છે! એના વડે જ તમે માણસ ગણાવા ઇચ્છો છો અવિનાશ?"

આવું લાંબુ ભાષણ મોહિતના મુખેથી નીકળ્યું તે અવિનાશબાબુને ગમ્યું કે નહિ તે વાતની ચર્ચામાં ના ઉતરવામાં જ મજાહ છે. કારણ કે અવિનાશબાબુનો સ્વભાવ બધાય સારી રીતે જાણે છે. થોડીવાર અવિનાશબાબુ મોહિતની સામે જોઈ રહ્યા પછી સહેજ મ્હોં કટાણું કરી ડોળા ચઢાવી મોહિતને ઉત્તેજિત સ્વરે કહેવા લાગ્યા: "બોલે છે તો બધાય, પણ તે પ્રમાણે અમલ કેટલા લોકો કરે છે મોહિત? ત્રણ ચાર માસથી કલકત્તા આવ્યા છીએ. ઘણું જોયું સાંભળ્યું, પણ સાચો જ્ઞાની તો કોઈ ન જોયો. અનેક એવા

જોયા કે જે બહાર મોટા અવાજે ભાષણો આપે છે, પણ તેમના ઘરની અંદર જઈને જુઓ તો શું હોય છે તેની ખબર પડે. એક મોટા માણસ છે. જેમનું નામ હું નથી કહેતો, તે બહાર સ્ત્રીસ્વાતંત્ર્ય, અસ્પૃશ્યતા નિવારણ વગેરે માટે બહુ જ જબ્બર આંદોલન કરી રહ્યા છે. પણ તેમના ઘરની અંદરનો મામલો એક દિવસ જોવાથી માલુમ પડ્યું કે તેમની બહારની બધી વાતો પોથીમાંના રીંગણા જેવી હતી. આ તમે લોકોએ ખાદી અને ચરખા માટે આટલું આંદોલન કર્યું પણ જુઓ, આજ બંગાળનાં કેટલાં ઘરોમાં ચરખા ચાલે છે, કેટલાને ત્યાં સૂતર તૈયાર થાય છે અને કેટલા લોકો ખાદી પહેરે છે? એ બધુંય પોકળ છે ભાઈ પોકળ! કંઈ થતું નથી, જેમ દુનિયા ચાલતી આવી છે તેમજ ચાલે છે. આવું કરવાથી તો આપણે એકલા જાતિભ્રષ્ટ થઈએ." ને પછી એક ખોંખારો ખાઈ હાથમાંની તમાકુને ઝાપટી ગલોફામાં ભરી શાન્તિથી તે બેઠા. ને પાછા ગણગણ્યા: "ભાઈ જાતિભ્રષ્ટ થઈએ. જાતિભ્રષ્ટ!"

"જાતિભ્રષ્ટ થવાય?" મોહિત એટલા દુઃખમાં પણ હસી પડ્યો. મોહિત આવા ખોટા ને આડંબરી માણસને જોતો ને તેની જીભને ચળ આવતી. તેનાથી શાન્ત રહેવાતું જ નહિ. તેમની ઠેકડી કરી તેમને ઉઘાડા પાડી તેમની નીચતાનું પોત ખુલ્લું પાડવાનું તે કદાપી ચૂકતો નહિ. એટલે જેવું તેણે અવિનાશબાબુનું છેલ્લું વાક્યપદ સાંભળ્યું કે તેમનો ઉપહાસ કરતો પોતે ખડખડાટ હસી પડ્યો ને મીઠી મશ્કરીમાં તેણે અવિનાશબાબુને ઉડાવવા માંડ્યા: "હાય રે, મિથ્યા જાતનો કેટલો બધો ઘમંડ! તમે નિષ્ઠાવાન હિન્દુ ભલે હો, પણ મને કહી શકશો વારું કે તમારી જાત શું છે? જાત શું છે તે તો પહેલાં શીખો, તે પછી જાતભ્રષ્ટ થવાની વાત કરો. કેટલાક સંસ્કારો ઉપરથી જે સંગઠન થયું તે જ તમારી જાત કહેવાય છે. પણ આજકાલ તે જાતના મિથ્યા મોહથી તમે ધૂળભેગા થવા બેઠા

છો તેની કાંઈજ ખબર નથી ? હિન્દુજાતિ એ એટલી તકલાદિ વસ્તુ છે કે જરા ધક્કો લાગતાં, અરે જરા પવનનો સપાટો લાગતાં તેના ભાંગીને ચૂરા થઈ જાય. એવી જાતની બડાઈ કરતાં કરતાં જ હિન્દુઓ એક પછી એક સર્વ વસ્તુઓ ગૂમાવતા આવ્યા છે. કેટલું કેટલું એ રીતે ગૂમાવ્યું છે તેનો કદિ હિસાબ કરી જોયો છે ? આ છોકરીને રાખનાર બીજા લોક તો છે જ. પણ હું તેને તમારી પરીક્ષા કરવા માટે જ અહીં લાવ્યો હતો. મારી પરીક્ષા હવે પૂરી થઈ ગઈ છે. તમને હું કહી રાખું છું કે, જગતમાં જે ખરાબ છે તેને જોઈ તે ઉપરથી જ તમારો મત બાંધી બેસશો નહિ. મુખમાંથી ઉપદેશ કરતા પહેલાં આપણે તે પ્રમાણે વર્તવા તૈયારી કરવી જોઈએ. હમણાં તમે એક મોટા માણસની વાત કરી, તેને જ તમે તમારા મનમાં ગોખી રાખી છે. પણ જેઓ સજ્જન છે, જેઓએ પોતાની જાતને આ અંધશ્રદ્ધામાંથી મૂક્ત કરેલી છે, તેમનું ઉદાહરણ તમે લઈ શકતા નથી, એ અફસોસની વાત છે."

અવિનાશબાબુ હવે મોહિતને કાંઈ જવાબ આપી શક્યા નહિ. માણસ પોતાના પૂરા પ્રકાશમાં ખુલ્લો પડી જાય છે ત્યારે લજ્જાવાન થઈ જાય છે તથા કાંઈ બોલી શકતો નથી. અવિનાશબાબુની પણ તે જ સ્થિતિ થઈ એટલે તો મોહિત રંગ પર ચડ્યો.

જરા વાર શાંત રહી મોહિત ફરી બોલ્યો: "તમારામાં કેટલી ખામીઓ છે તે બધી હું બતાવી શકું તેમ છું. તમારી બેન ચરખો કાંતે છે, ખરેખર ! તે આનંદની વાત છે. પણ તેની સાથેસાથે પોતાના મનને પણ જો તે ઉન્નત બનાવે તો વધારે સારું ગણાય ? પણ એ તમારા જ શિક્ષણનો દોષ છે. હા, રોષ કરશો નહિ. પણ હું જે વાતો કહું છું તે બધી સાચી છે કે નહિ તેનો શાંતિથી વિચાર કરો."

માની સામે જોઈને અવિનાશ કંટાળાભર્યા સ્વરે બોલ્યો: "તમારે

આ બધી વાતો સાંભળવાની કાંઈજ જરૂર નથી બા ! એની સાથે આ ઘરવાળા લોકોનેજ મેળ પડે તેમ છે. આપણી સાથે તેના આચારવિચારનો મેળ નહિ જ પડે. એ બધા સંપૂર્ણ મ્લેચ્છની ચાલ ચાલી રહ્યાં છે. આવું મ્લેચ્છપણું આપણા ઘરમાં કદાપી દાખલ થઈ શકશે નહિ. બાપુજીને કાંઈજ ગતાગમ નહોતી તે જરાપણ પરિચય વગર એનને આમ...... " ને અવિનાશ એકાએક અટક્યો.

ને મોહિત પાછો ફરીથી ખડખડાટ હસી પડ્યો. પોતે જાણી ગયો કે પોતાના ઉપરજ તીર તાકવામાં આવ્યું હતું. પણ અવિનાશ એકાએક અટકી ગયો હતો. એટલે તો હવે પોતાને વાક્યપૂર્તિ કરવી જ જોઈએ તેમ મોહિતને લાગ્યું, એટલે તેણે હસતાં હસતાં કહ્યું: " છોકરીને હાથપગ બાંધી બિચારીને કૂવામાં ધકેલી દીધી છે ખરું ને ? વાત કરતાં કરતાં અટકી કેમ ગયા વારું ? પૂરી વાત કરી હોત તો મજા આવત. જાઓ મા, હું જોઉં છું કે આ શંકાને માટે મને બીજે ક્યાંય કંઈ પણ ઉપાય જડે છે કે નહિ."

અચલા બારીની પાસે લપાઈને ક્યારનીય આ વાત સાંભળતી હતી. તે બહાર આવીને બોલી: "મને સોંપી દો ભાઈ, હું તે છોકરીનો ભાર મારે માથે લઉં છું."

મોહિત ઘરનાં બીજાં માણસો પાસે જેમ ફાવે તેમ વર્તતો. પણ અચલાની પાસે તે કહ્યાગરો તથા ડાહ્યો થયો હતો. અચલાનો એક એક બોલ તે વગર ગણગણાટે ઉપાડતો. એટલે જ્યારે અચલાએ તેને છોકરી સોંપી દેવાનું કહ્યું ત્યારે મોહિત સહેજ આશ્ચર્ય તો પામ્યો, તે પછી હસી પડ્યો. તેની આંખોમાં મહાઆનંદ પ્રસરી ગયો. "આપ શું એને રાખશો મોટીબેન ? આપ......"

તેને વધુ બોલતો રોકી અચલા સ્થિરતાપૂર્વક બોલી: "હા, હું

એને જરુર રાખીશ. એને માટે આ સંધ્યાકાળના વખતે તમારે બીજે ક્યાંય પણ જવાની જરુર નથી.”

અવિનાશ ઉપર જતાં જતાં મોહિત સાંભળે તે રીતે માને કહેવા લાગ્યોઃ “બા, આ સાંભળે છે ને?”

મા મોં મચકોડી બોલીઃ “મુઆં પિટ્યાં, હવે અહીંથી મુકામ ઉઠાવવો જ પડશે એમ લાગે છે.”

માના શબ્દોએ મોહિતને વળી ઓર મજાહ આવી. ને તે ખડખડાટ હસી પડ્યો. અવિનાશને વધારે બનાવત તથા પોતે મ્લેચ્છનું બિરુદ યોગ્ય જ રીતે પામ્યો છે તેમ સાબીત કરત પણ અચલાના તંગ ચહેરા તરફ જોતાં તે હાસ્યને દબાવીને બોલ્યોઃ “એ બરાબર છે. આવા મ્લેચ્છવાડામાં હિન્દુ કદી પણ રહી શકે ખરો? પણ મોટીબેન, તમે આ છોકરીનો ભાર તમારે માથે લ્યો છો પણ માજી હા ના પાડશે તો?”

અચલા માથું ધૂણાવી બોલીઃ “હજી તમે માસીબાને બરોબર ઓળખતા નથી, તેથી જ આવી વાત કરો છો ભાઈ. માસીબા બહુ બોલવાનું પસંદ કરતાં નથી, વગર બોલ્યે તે પોતાનું કામ કર્યે જાય છે. ઠીક, તમે જરા બેસો હું તેમને બોલાવું છું.”

બિન્દુવાસિની તે વખતે સંધ્યામાં બેઠી હતી. જ્યારે તે બહાર આવી ત્યારે મોહિતે પેલી છોકરી તેને બતાવી તેની બધી વાત જણાવી તેનો અભિપ્રાય પૂછ્યો.

સ્નેહપૂર્વક છોકરીને પાસે બેસાડી બિન્દુવાસિની બોલીઃ “હું બધી વાત જાણી ચૂકી છું. હું આવાં અનાથોને બચાવવાની બાબતમાં બહુ જ રાજી છું. મારે સમાજ નથી ને ધર્મ પણ નથી. જે ધર્મની

વાત હું મારા સ્વામી પાસે સાંભળતી તે ધર્મ અનુદાર નથી પણ ઉદાર છે, અને તેજ સાચો હિન્દુ ધર્મ છે. ખરી રીતે હું તેજ ધર્મને માનું છું. આજ આપણે કેટલાક સંસ્કારોના ઘમંડમાં ધર્મને અહંકાર કરીએ છીએ, એ ધર્મની ખાતર હું હિન્દુ તરીકે જો આ છોકરીને આજ ત્યજી દઉં તો તેની શી દશા થાય. તેનો વિચાર કરતાં કંપારી છુટે છે. કોઈ સારો હિન્દુધર્મી તેને જો આશ્રય ન આપે તો બીજી કોઈ પણ જાતિ તેને તુરત અપનાવી લેશે, અગર તે કોઈ અપવિત્ર સ્થાને જઈ પડે અને અંતે તેનું ભયંકર પરિણામ આવે. ભાઈ, એ વાત સાચી જ છે કે, નારાયણ કોઈ એક વ્યક્તિમાં સીમાબદ્ધ બનેલો નથી. નારાયણ તો સૌમાં સરખા ભાવે વસી રહ્યો છે, તેને એકની અંદર જ માનીને તેની પૂજા કર્યા કરીએ છીએ તે આપણી ધારણા ભૂલ ભરેલી છે. સત્યમૂર્તિ નારાયણ તો પાછલા દરવાજા બહાર ઉભો ઉભો રડી રહ્યો છે અને આપણે આપણી આગળ તેની છાયા ખડી કરી તેમાં લીન થઈ ગયાં છીએ."

મોહિત છોકરીને અચલાના હાથમાં સોંપી નચિંત મને ત્યાંથી વિદાય થઈ ગયો.

બીજે દિવસે બપોરે અચલા છોકરીને નવડાવવા બેસી ગઈ. તેના આખા ડિલે સાબુ લગાવી બરોબર ચોળીને નવડાવી તેના ડિલ પરનો મેલ તથા દુર્ગંધ દૂર કર્યાં, પછી તેના માથાને સાફ કરી વાળ ઓળી આપ્યા. પહેરવા માટે તેને સફેદ સ્વચ્છ કપડાં આપવામાં આવ્યાં. આમ છોકરીની જવાબદારી મટી. છોકરી ઠેકાણે પડી. પણ આ પ્રકરણથી ઘરમાં તો મ્હોટું કાંડ મચી ગયું. નગેન્દ્રનાથે આ વાત જાણી ત્યારે તે તો રાતાપીળા થઈ ગયા. તેમનાથી—મેળના જેવા શ્રોત્રિય બ્રાહ્મણથી આ વાત કઈ રીતે સહન થાય ? માટે અચલા જેવી તે છોકરીને નવરાવીને બેઠી કે તરત જ ત્યાંતો થોડી વારમાં ચાંખડીઓના ખટ્ખટ્ અવાજથી ફરસબંધીને કંપાવતા નગેન્દ્રનાથ નીચે

ઉતરી આવ્યા. તેમના ગંભીર, ક્રોધાતુર મુખ તરફ જોતાંજ અચલા સંકોચ પામી.

"ભાભી!..."

નીચે મુખે અચલા બોલી: "તે તો ઘરમાં છે, અહીં બોલાવું?" પણ નગેન્દ્રનાથે તેના તરફ જોયું પણ નહિ. જેમ પ્લેટફોર્મ ઉપર ગાડી ધસી આવે તેમ તે એકાએક બારણા આગળ જઈ ઉભા રહ્યા. તેમનો અવાજ સાંભળીને બિન્દુવાસિની ઓરડીને બહાર આવતી હતી, તે બોલી: "એ હું આવી મોટાભાઈ! આવો, બેસો!"

તેણે જમીન પર આસન બિછાવ્યું, પણ નગેન્દ્રનાથ બેઠા નહિ, પ્રથમની પેઠે જ ગર્જનાપૂર્વક તે બોલ્યા: "આ બધી તમારી કેવી રીત છે? મને કાંઈજ સમજાતું નથી. કાલ હું મારા જમીનદારને ઘેર ચંડીપાઠ કરાવવા ગયો હતો, કાલ હું ઘેર નહોતો તે દરમ્યાન તમે એક મહાકાંડ ઉપસ્થિત કર્યું છે."

શાન્ત સ્વરે બિન્દુવાસિની બોલી: "કયુ કાંડ મોટાભાઈ!" બિન્દુવાસિના આ શબ્દો બળતામાં ઘી હોમવા પૂરતા હતા. તેઓ ગર્જના કરતા બોલી ઊઠયા:

"હજી પૂછે છે કયુ કાંડ? તું હિન્દુ છે તે હું જાણું છું, હું તને ખીજવવા માટે જ કીરસ્તાની કહું છું, કારણ તારા અનેક આચાર વિચાર તે લોકના જેવા છે. એ સિવાય બીજું કાંઈ વિશેષ હું તારે માટે માનતો ન હતો, પરંતુ આવી જાતનો અનર્થ કરી બેસીશ એવી તો મને સ્વપ્ને પણ કલ્પના ન હતી. તારી ભાણેજની વાત હું નથી કરતો, એ તો પાકી કીરસ્તાની છે. મારો જમાઈ પણ તેના જેવો જ છે. તે જે થયું તે થયું—પણ હું હવે છોકરીને મોકલતો નથી અને જમાઈને પણ ઘરમાં પેસવા દેતો નથી, એવા મ્લેચ્છોનું મારી આગળ કામ નથી, પણ એ બે જણ તો ફાવે તે કરે, પણ

ત્હેં શું જોઈને એમની વાત માન્ય કરી? ત્હેં શા માટે એ અસ્પૃશ્ય છોકરીને રાખી લીધી? છટ્, જાત, જન્મ બધા પર પાણી ફેરવી હિન્દુનું નામ સદાને માટે ડૂબાવી દીધું! એક વાત સાંભળી લ્યો ભાભી!

નગેન્દ્રનાથ બિન્દુવાસિનીને ઠપકો આપતાં એક વચનમાં સંબોધતા જ્યારે તેમને કાંઈ શિખામણ આપવી હોય ત્યારે માનાર્થે બોલાવતા—આ કયા પ્રકારની લાગણી કહી શકાય તે વાંચકોએ જ નક્કી કરવા ઉપર છોડી દઈયે છીએ. "જે હિન્દુ હોવા છતાં સમાજમાં રહીને આવા અત્યાચાર ચલાવે છે, તે મને અળખામણું બને છે, તે કરતાં તો..." તે પાછા કાંઈક મરકયા, તેમને પોતાની વાકય રચના ગમી નહિ કે શું તે શી રીતે કહેવાય?

પણ બિન્દુવાસિનીએ તે અટકે તે પહેલાં તો હા હા કરી તેમની મુંઝવણ ટાળીને બહુ તીખા અવાજે બોલીઃ "સમાજમાં કોણ રહે છે મોટાભાઈ? મને સમાજમાંથી હાંકી તો તમે જ કાઢી છે! દેશમાંથી પણ અમને કાયમી દેશવટો દીધો છે–દેશમાં અફવા ફેલાવી છે કે, અમે વટલી ગયાં છીએ, ખ્રિસ્તી બની ગયાં છીએ, છતાં તમે આજ મને સમાજનો ભય દેખાડવા આવ્યા છો ખરું? મારે સમાજ કયાં છે? જાત કયાં છે? તમે અમને કેટલાં દૂર હડસેલ્યાં છે તે પહેલાં વિચારી જુઓ. જે ઘરમાં ઠાકોરજી છે તેના દરવાજાની બહાર અમને ઉભા રાખો છો. તમારા રસોડામાં કે તુલસીછોડ આગળ આવવાની છુટ અમને કદી આપી છે? તો પછી આજ સમાજ અને ધર્મનો દાવો લઈને મારી પાસે આવો છો કયા મોઢે?"

અભિમાનથી, ક્ષોભથી તથા દુઃખથી બિન્દુનો અવાજ રૂંધાઈ ગયો. નગેન્દ્રનાથે આમ ધારેલું જ નહિ. તેમણે તો મનમાં માનેલું કે બિન્દુવાસિની પોતાનો ઠપકો ગળી જશે, તથા શાન્ત થઈ બધુંય સાંભળી લેશે, એટલે તે વિચારના તોરમાંને તોરમાં પોતે હાંકે રાખ્યું,

પણ જ્યારે બિન્દુવાસિનીએ તેમને તતડાવ્યા તથા પોતાનીજ ભૂલ છે તેમ કહી બતાવ્યું ત્યારે નરમ પડીને નગેન્દ્રનાથ બોલ્યોઃ "ખરી વાત, મેં અસ્વીકાર કર્યો જ હતો. પણ અમારા ને તમારા આચાર વિચારમાં મોટો ફેર પડવાથી જ એમ થયેલું. પણ આ અત્યંજ છોકરીને ઘરમાં વિના સંકોચે રાખવી, એ કેવી જાતનું કૃત્ય છે તેનો જરા વિચાર તો કરી જો! તું અમારા શાસ્ત્રને માનતી નથી, અમારા ધર્મને માનતી નથી, પોતાના મનથી જે ઠીક લાગે છે તે વાત બેપરવાઈથી કર્યે જાય છે."

"હા, ખરેખર તેમજ છે. પોતાના મનથી જે સારું લાગે છે તે કર્યે જાઉં છું. એ છોકરી હલકી વર્ણની છે. પણ તેનો ધર્મ અને મારો ધર્મ એક જ છે, જાતિ પણ એક જ......"

કઠોરભાવે હસીને નગેન્દ્રનાથ બોલ્યાઃ "વાહ વાહ ભાભીજી! જાતિ પણ એક! તમે બ્રાહ્મણ છો, સકળ જાતિઓનાં પૂજનીય છો, અને એ છોકરી સૌની ઘૃણાને પાત્ર એવી ચંડાલ જાતિની છે તેનો તો જરા વિચાર કરો!"

માણસને ઉપદેશક થવું બહુ ગમે છે. પોતે તે પ્રમાણે વર્તન રાખે છે કે નહિ તે માણુસ પોતે જોતો જ નથી. નગેન્દ્રનાથ પણ આવાજ હતા. તે બોલતા તથા આચરતા જૂદું જૂદું. માત્ર તે શબ્દ સનાતની હતા, કર્મ સનાતની નહિ, એટલે બિન્દુવાસિનીને તેમના ઉપર છુપો તીરસ્કાર તો હતો જ પણ તે આજ્ઞા લોપી, કદાપી તેમને માનભંગ કરતી નહિ. આજે મોકો આવતાં તેનાથી સહન થઈ શકયું નહિ તેથી તે બોલીઃ

"બહુ દિવસ પહેલાંથી મેં એ બધા વિચાર કરી જોયા છે. આજ તમારી વાતથી મારે નવેસરથી વિચારવા જેવું કંઈ જ નથી. હું જેને સત્ય વસ્તુ માનુ છું તેને જ વળગી રહીશ, તમારી વાતથી હું

બદલાઈ જવાની નથી. મેં એ છોકરીને જીવનપર્યંતને માટે રાખી લીધી છે. તેને મેં જે એક વખત સ્વીકારી છે, તે હવે તજી દેવાની નથી જ."

ભારે ક્રોધથી નગેન્દ્રનાથ બોલ્યા: "તો એમ જ કહી દે ને! ભલે, એ છોકરીને લઈને રહેજે, અમારો સાથે તારો કંઈજ સંબંધ હવેથી નહિ રહે. અમારે આજે જ અહીંથી ચાલ્યા જવું પડશે. આવી જાતના મ્લેચ્છના ઘરમાં બ્રાહ્મણ માટે જગ્યા ન જ હોય.

આ સાંભળી બિન્દુવાસિનીની આંખમાં ક્રોધથી ઝળઝળીયાં આવી ગયાં. પરંતુ તે નગેન્દ્રનાથને ડામતી હોય તેવા આર્ત સ્વરે બોલી:

"સાચું બોલાવો તો તમે અહીંથી જાઓ તેથી મને કશો જ વાંધો નથી. હું તમારાથી આજ સુધી જેમ દૂર હતી તેમ હવે પણ દૂર જ રહીશ. તમે તમારા જાતિના ઘમંડને લીધે સુખેથી દૂર ચાલ્યા જાઓ. આ જાતિભ્રષ્ટની પાસે ન આવશો. એથી તમારો ધર્મ નષ્ટ થઈ જશે. સાચી વાત તો એ છે મોટાભાઈ, કે આ રોગ માત્ર તમને એકલાને જ નથી થયો. તે તમારા જેવા અનેકને પણ પીડી રહ્યો છે. જેઓ પ્રથમ પોતાના ગુણ વડે જ બ્રાહ્મણ કહેવાતા હતા તેમને તમે વંશપરંપરાના બનાવ્યા. પરિણામે બ્રાહ્મણ આજે ચંડાલથી અધમ બન્યો છે છતાં પણ તે બ્રાહ્મણ કહેવાય છે. ગળામાં સૂતરના તાંતણા નાંખવાથી માણસ શું બ્રાહ્મણ થઈ જાય મોટાભાઈ? બ્રાહ્મણના વંશમાં જન્મ થવાથી જ શું બ્રાહ્મણ થઈ જવાય? જે ગુણ વડે એક સમયે બ્રાહ્મણે સમાજની સ્થાપના કરી સૌથી ઉંચે પોતાનું આસન જમાવ્યું, તે ગુણ આજ તેનામાં નથી. છતાં આજે પણ તે તેવી જ રીતે સમાજમાં ઉંચે રહેવા માગે છે. જેની દૃષ્ટિ આજે અધોમુખી બની છે તે કેમ કરીને પોતાનું પેટ ભરી શકશે? બસ, હવે વધારે નથી બોલતી મોટાભાઈ, જાતિ આજ કોના દોષથી

પતનને માર્ગે આગળ વધે છે તે હું જાણું છું. સમજું છું, પણ તે બધું કહેવાનો કંઈ જ અર્થ નથી. તમે હવે મારા ઘરમાં રહેવાના નથી ને આજે જ ચાલ્યા જવાના છો. ભલે બપોરે જ ચાલ્યા જાઓ!”

ખરેખર, તે દિવસે બપોરે ધર્મભીરુ નિષ્ઠાવાન બ્રાહ્મણ નગેન્દ્રનાથ પત્ની, પુત્ર અને પુત્રીને સાથે લઈને દેશમાં જવા રવાના થઈ ગયા. જતી વખતે તે ઘણો ઉપદેશ આપતા ગયા. બિન્દુવાસિની માત્ર તે સાંભળી જ રહી.

એ પ્રશ્ન દરેકને મુંઝવતા રહેશે. બિન્દુવાસિનીનું કર્તવ્ય સાચું હતું? કે નગેન્દ્રનાથનો ઉપદેશ સાચો હતો?



## [ ૧૧ ] સ્વામીનો એકરાર

"હૃદય તોડી ફોડી જુવો કોણ જખમો સહે છે."

તે રાત્રે સંધ્યાયે સ્વામીના મોંઢામાંથી કંઈક દુર્વાસ નીકળતી જોઈ તેથી તો તે એકદમ હતાશ બની ગઈ હતી. તે જાણે કેમ મૂર્છા ખાઈ ગઈ. પણ સ્વામીને તેણે કંઈ જ કહ્યું નહિ. પોતે મનમાં ને મનમાં બળવા લાગી. હિન્દુ નારી જ્યારે પતિમાં કંઈક દૂષણ જુવે છે ત્યારે તેનું કારણ પોતાને માને છે. ને પોતે મન દુઃખ પામે છે. ને મનમાં ને મનમાં બળ્યા કરે છે. પુરુષ પાપ કરતો નથી. તે પત્નીને વફાદાર નથી જોતો ત્યારે તેનું નાક કાપે છે! અથવા તો મારે છે. સ્વર્ગમાં હજી પુરુષોની પત્ની તરફની બેવફાઈ માટે કાયદો પસાર થયો નથી, માટે પુરુષને પત્નીને વફાદાર રહેવું કે નહિ તેનો પ્રશ્ન ઉભો જ નથી થતો.

સંધ્યા પણ પોતાના સ્વામીના ભયંકર અધઃપતન! માટે વિચારમાં પડી ગઈ. તેના દેવ જેવા સ્વામીને આ અધઃપતનના માર્ગે કોણ લઈ ગયું? તેના સ્વામી કયા દુઃખને લીધે મદ્યપાન કરતાં શીખ્યા તે તેને ન સમજાયું.

સ્ત્રી જ્યારે કોઈ વાતનો તાગ મેળવી શકતી નથી ત્યારે રડે છે. તેની બુદ્ધિ કુંઠીત થઈ જાય છે. મુંઝાયલું હૃદય મગજનું સમતોલ-પણું તથા તુલના અને વિચારશક્તિને પણ અટકાવે છે. પરીણામે તેની નૈસર્ગિક વિચાર પ્રણાલિકા પણ અવરોધાય છે. સંધ્યાનું પણ તેમ જ થયું.

સંધ્યા આખી રાત રડી રડીને શય્યા ભીંજવી રહી. હાય પ્રભુ! તેનો સ્વામી છાકટો બની ગયો! જે છાકટાને દેખી પોતે તિરસ્કાર દર્શાવતી, જેને જોતાં પોતે ડરતી તેવો છાકટો પોતાનો સ્વામી જ હવે બની ગયો. ભગવાન્! સંધ્યાનો તે ઉચ્ચ હૃદયનો, બુદ્ધિશાળી અને સતત હસમુખો સ્વામી ક્યાં ગયો?

પણ બિચારી સંધ્યાને ક્યાં ખબર હતી કે તેના સ્વામીને આસવ સેવનની કુટેવ ઘણા દિવસથી પડી હતી. સંધ્યા જાણી ન જાય તે માટે જે દિવસે પોતે મદ્યપાનથી ચકચુર બની આવતો તે દિવસે સંધ્યાને તે પોતાની પાસે આવવાની અગાઉથી જ મના કરી દેતો.

એ અભાગીને પત્નીનો મુગ્ધ પ્રેમ, માતાનો સ્નેહ, અસીમ સંપત્તિ, વિદ્યા એ બધામાંથી કાંઈ જ તૃપ્તી આપી શકયું નહોતું. રોજબરોજ તેના દિલનો આતષ વધુ ને વધુ પ્રજ્વલિત બની રહ્યો હતો. અને મિત્રો પણ તેના આ ભાવને ઉત્તેજે તેવા જ મળી રહ્યા હતા. તેમની સલાહથી એ બૂરી જ્વાળાને શાંત કરવા માટે તે દારૂ પીવા લાગ્યો હતો. પણ આજે કંઈક વધુ પીવાઈ જવાથી તે પોતાની જાતને સંધ્યાથી દૂર રાખવાનું વિસરી ગયો. ને પરીણામે સંધ્યા સ્વામીની આ દુષ્ટ લતને સમજી ગઈ.

બીજે દિવસે પ્રભાતમાં શિરીષ પહેલો જાગૃત થયો. ખુલ્લી બારીમાંથી પ્રભાતનો પ્રકાશ ઘરમાં આવી રહ્યો હતો. શિરીષ નીચે આવ્યો ને જોયું કે સંધ્યા જમીન પર સૂતેલી હતી, આખી રાત

વિચારોમાં ને વિચારોમાં તેને ઉંઘ આવી ન હતી. રડતી રડતી છેક પરોઢીયે તે ઉંઘી ગઈ હતી. તેનું મુખ વિષાદથી ભરેલું દેખાતું હતું.

રાત્રિ કર્મનાં સાક્ષિ એવાં સંધ્યાનાં નયનો સૂકાઈગયેલાં આંસુમાંથી વધારે વિદિર્ણ દેખાતાં હતા. ગાલ ઉપર આંસુના રેલા સુકાઈ ગયાં હતાં. ને વાળ ખેરવિખેર થયા હતા. શિરીષે આ દશ્ય જોયું અને તેનું પ્રેમભર્યું હૃદય વિદિર્ણ થઈ ગયું. ગમે તેમ તોય અચલાને વરવાની ધૂનમાં ગાંડો થયેલો શિરીષ પોતાની પત્ની સંધ્યાના મૂખને ભૂલી શક્યો જ નહિ. "આ બિચારી અણુધને શી ખબર કે હું કોને પરણુવાનો હતો? તેનો શો વાંક? તે મ્હારા કર્મથી કેટલી દુઃખી થતી હશે? વગેરે વિચારો શિરીષને આવ્યા ને તે સાથે જ ગઈ રાતની પોતાના શરીરની સ્થિતિ માટે તેને પશ્ચાતાપ થયો. ને જેમ જેમ શિરીષ પોતાના હૃદયના ઉંડાણુમાં ઉતરતો ગયો તેમ તેમ તેને વધારે ને વધારે વિષાદ થયો. પોતે સંધ્યાને મ્હોટો ઘોર અન્યાય કરી રહ્યો છે તેનું ભાન તેને થયું. અને હવે તેને મુખ બતાવવું પણુ યોગ્ય નથી તેમ માની તે ઘરમાંથી સંધ્યા જાગે તે પહેલાં ચાલી જવું તેને યોગ્ય છે તેમ પોતાને લાગ્યું.

કારણુ સંધ્યાના જાગતા પહેલાં તે બહાર જતો રહે એમાં જ તેનું ભૂષણુ હતું. સંધ્યાને એ મુખ તે શી રીતે દેખાડી શકે? સંધ્યા જ્યારે તેનાં બેઉ સ્થિરનેત્રો તેના મુખ ઉપર ઢાળશે ત્યારે હાય, તે શું બોલી શકશે?

ઘણી વારે સંધ્યાની ઉંઘ પૂરી થઈ. તેણે ઊઠીને જોયું તે. માલમ પડ્યું કે શિરીષ તે ઓરડામાં ન હતો. તે વહેલો બહાર ચાલ્યો ગયો હતો.

તે આખો દિવસ સંધ્યાએ શિરીષને જોયો જ નહિ. શરમીંદો બનેલો શિરીષ બપોરે પણુ ઘરની અંદરના ભાગમાં આવ્યો નહિ. સંધ્યાનો આખો દિવસ કેવી રીતે પસાર થયો તે તો તે પોતે જ

જાણતી હતી. તે કશામાં મન પરોવી શકી નહિ. શીવણ, ગૂંથણ કે વાંચન કશામાં તેનો જીવ ચોટયો નહિ. તેના મનમાં દારુણ વેદના સળગી રહી હતી. આજ તેને આખું જગત વ્યર્થ ભાસવા લાગ્યું. કોઈ વસ્તુ તેને સાર્થક લાગી નહિ. ખુલ્લી બારી પાસે ઉભા રહીને તેણે થોડી વાર બહાર નજર કરી, આકાશ જોયું, વાદળ જોયાં પણ આજે તેને કશામાં ખાસ વિશેષતા જણાઈ નહિ. બધું જ જાણે નિરસ બની ગયું હતું. તેનું જીવન જ તેને એવું નિરસ–નવીનતા વગરનું લાગ્યું કે બહાર તેને નવીનતા મળે જ ક્યાંથી ?

સંધ્યા પોતાના જીવનની પૂર્વ ઘટનાઓ યાદ કરવા લાગી. સ્ત્રી જે જાતની પ્રાર્થના દેવતાઓને કરે છે, તેવા જ સ્વામી તેમને મળે છે. માત્ર પોતે જ કંઈ પાપ કર્યા હશે કે તેનો પતિ આમ અધઃપતનને માર્ગે સરી પડચો !

સાન વગરની એ કિશોરીને એટલી ખબર ન પડી કે, સ્વામી પોતે જ થઈને અધઃપતનને માર્ગે આગળ વધી રહ્યો હતો, પોતે તેને તે માર્ગે આગળ વધારતી ન હતી. તેના મનમાં એ ખ્યાલ હતો કે પોતે સ્વામીના મનને સંતોષ આપે તેવી ન હતી. તેથી નિરાશ થઈને તેના સ્વામી આ અધઃપતનના માર્ગે વળ્યા છે.

બહુ મોડી રાતે શિરીષ ઘરમાં આવ્યો. તેણે ધારેલું કે, સંધ્યા રોજ એ વખતે ઉંઘી જતી હતી તે પ્રમાણે આજ પણ ઉંઘી ગઈ હશે; પણ સંધ્યાને જાગતી બેઠેલી જોતાં જ તે શરમીંદો બની ગયો. તે ધીમે ધીમે બિછાનામાં જઈ બેસી ગયો, કંઈ જ બોલી શક્યો નહિ.

સંધ્યા નીચે મોં ઢાળી બેઠી હતી. તેની બન્ને આંખો આંસુથી ભરેલી હતી. તે પણ કાંઈ જ બોલી શકી નહિ.

ઘણીવાર ચૂપ રહ્યા પછી શિરીષ બોલ્યો:

"સંધ્યા—"

સંધ્યાએ અશ્રુભરી આંખે એક નજર તેના તરફ ફેંકી પૂનઃ મોં ઢાળી દીધું.

શિરીષ બોલ્યો: "આજ હજી ઉંઘી નથી ગઈ સંધ્યા ?"

સંધ્યાએ માત્ર માથુ હલાવ્યું. અંતરની અકળામણથી તેનો કંઠ રૂંધાઈ ગયો હતો. તે એક શબ્દ પણ બોલી શકી નહિ.

શિરીષ તેની પાસે આવી બેસી ગયો; અને સ્નેહભર્યા અવાજે કહેવા લાગ્યો: "સંધ્યા, મારી સાથે વાત કેમ નથી કરતી ? મારા ઉપર ગુસ્સે થઈ છે કે શું ?"

"ગુસ્સો !" સંધ્યા આંસુ લૂછતી બોલી: "ના, ગુસ્સો શા માટે કરું ? તમે મારા દેવતા છો, તમારા ઉપર હું કોઈ દિવસ પણ ગુસ્સો કરી શકું ?"

શિરીષે તે વાતને હસવામાં ઉડાવી કહ્યું: "હા, દેવતા જ છું. દેવતાના જેવું જ મારું આચરણ છે. તારા તરફ મેં તેવું જ વર્તન દર્શાવેલું છે."

સંધ્યા જરા ઉત્તેજિત બની બોલી: "હા, તમે દેવતા છો દેવતા ! હું બચપણથી જે સાંભળતી આવી છું તે કદી ખોટું હોય જ નહિ. એકાદ માટીના પૂતળાને દેવ કહી શકાય છે તો જીવતા માનવીને દેવતા કેમ ન કહેવાય ? આ દેશની સતી સીતા, બેહુલા, સાવિત્રિ વગેરે સ્વામીને દેવતા ગણીને જ પૂજત. હું પણ મારા સ્વામીને દેવતા માનીને પૂજા કરું છું. સાચા દેવને કદિ સગી આંખે જોયા નથી, પણ સ્વામીની મધ્યે તે દેવતા પ્રત્યક્ષ થાય છે, એ દેવતાની પૂજા કરીને આત્માને તૃપ્ત કરી શકું છું. પણ માટીના ઠાકોરજીને પૂજવાથી કદાપી એવી તૃપ્તિ થતી નથી. તમે ગમે તે કરો. હું તમને સદાય દેવતા તરીકે જ માનીશ. દેવતા તરીકે જ તમારી પૂજા કરીશ."

સંધ્યા સ્વામીની ગોદમાં મોં છુપાવી નાની બાલિકાની પેઠે ડૂસકે ડૂસકે રડવા લાગી. તેનો બધોય ક્રોધ, બધોય અણુગમો ઓગળી ગયો હતો. તેને પોતાનો સ્વામી મળ્યો તે જ બહુ હતું. સ્વામી મળ્યો એટલે બધુંય મળ્યું. પછી સ્વામી ગમે તેવો હોય તે હિન્દુ નારી જોતીજ નથી! તેના હજારો દુર્ગુણો તેના સ્વામીપણાની મહોરથી કાળા પડી જાય છે—ઢંકાઈ જાય છે. તે ભગવાન છે! હિન્દુ સ્ત્રીનો આરાધ્ય દેવ છે, તેને ફાવે તેમ તે કરી શકે છે. સ્ત્રી તેને તેમ કરતો રોકી શકતી નથી. સંધ્યા પણ હિન્દુ સ્ત્રી હતી. શિરીષ હિન્દુ નારીનો પતિ હતો. બસ હવે શિરીષ તેની પત્નીને પાછો મળ્યો. એથી વધારે કયું સુખ સંધ્યા માગી શકે? નીતિની પોથીમાં આથી વધારે કયો સુંદર પ્રસંગ ગણાઈ શકે?

આ કેવો પ્રેમ! આ કેવી ભક્તિ! શિરીષ સ્થંભિત થઈ ગયો હતો. આવડી નાની છોકરી આટલું જ્ઞાન ક્યાંથી પામી? આવો પ્રેમ તે ક્યાંથી પ્રાપ્ત કરી શકી? એની સન્મુખ હિન્દુ નારીનો મહા આદર્શ પડેલો છે. તે તેના બધા તર્કવિતર્ક શાંત થઈ જાય છે, તે બીજી બધી વાતો ભૂલી જાય છે.

હિન્દુ છોકરી એક રાતમાં પત્નીત્વ પ્રાપ્ત કરે છે—તે તરત પ્રૌઢા થઈ જાય છે. એક જ દિવસના હાથ ચોરીમાં પકડવાના પ્રસંગથી તેનું બાળપણુ તે ભૂલી જાય છે. તે તરત જ પત્નીત્વ પ્રાપ્ત કરે છે. તેને પત્નીત્વની તૈયારી રૂપે કાંઈ નવું જ્ઞાન મેળવવાની અથવા તો તે ભણવાની પણ આવશ્યકતા નથી. કારણ કે દરેક હિન્દુ કન્યાના મનમાં ઠસાવવામાં આવ્યું હોય છે કે પતિ તેનો દેવ છે, તેને ખુશ રાખવો તે તેની પોતાની ફરજ છે. તે જો આ ફરજમાં ચૂકશે તો ઘોર નરકમાં બિચારીને હડસેલાવું પડશે. પરીણામે હિન્દુકન્યાની આ ભક્તિ ઉંમર તથા જ્ઞાનની વૃદ્ધિની સાથે વિકસીત થતી જાય છે. સ્વામીને ચરણે તે પોતાના સર્વસ્વનું દાન કરી દે છે. ખરેખર, આ સતી સીતાનો દેશ

છે, અહીં સ્રીઓ પતિને દેવતા માનીનેજ તેની પૂજા કરે છે. સાચા પ્રેમનાં ગાન એ જ ગાય છે અને વિજય પણ એમનો જ છે.

અચલાની વાત મનમાં યાદ આવી. તે સ્વામીને ભકિત આપી શકી નહિ અને ચાહી શકી નહિ. લગ્નની પહેલાં તે આત્મદાન કરી ચૂકી હતી, છતાં તે પોતાના સ્વામીની જ સ્રી હતી–તે અન્યની કોઈની થઈ શકે નહિ. પોતાના દેહનું તે રક્ષણ કરશે અને સ્વામીને એ દેહનો ઈશ્વર માનશે. તે સીતા સાવિત્રીના દેશમાં જન્મ્યા છતાં તેમના જેવી ન બની શકી. તેનું જીવન શ્મશાન બની ગયું છે, તેનાં યૌવનનો આનંદ સુકાઈ ગયો છે, તે જેને પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેને પામી શકવાની નથી. છતાં તે જેને પામવા ઈચ્છતી નથી તેના પગ આગળ તેને દેવતા માની પડી રહી છે.

"સંધ્યા, ઊઠ! મારી સામે જો, મારી એક વાત સાંભળ. તારી સમક્ષ જે વાત છુપાવી રાખી હતી તે આજે તને કહેવી છે. એ સાંભળીને તું મારો તિરસ્કાર કરીશ, અને હું ઇચ્છું છું કે તું મારો તિરસ્કાર કરે જ. આ પરદારાનુરક્ત, છાકટાની તું આટલી બધી ભકિત કરે છે, ચાહે છે અને તેને પોતાનું કર્તવ્ય માને છે કે તું તેની આગળ પોતાના સર્વસ્વનું દાન કરી શકે તેમ છે. પરંતુ હજીય હું એટલો બધો હૃદયહીન નથી થયો કે, તારું સર્વસ્વ લૂંટારાની પેઠે લૂંટીને લઈ લઉં. ત્હેં મને સમુદ્રના જેવો ઉદાર–મહાન હૃદયનો ધારી લીધો હશે, પણ તારી તે ધારણા ખોટી છે. સમુદ્ર જે લઈ જાય છે તે ફરી પાછું આપે છે. પણ હું અગ્નિ જેવો હોઈ તારું જે હોય તે હરી લઈને તેને જલાવી ભસ્મ કરી કંઈજ પાછું આપી શકતો નથી. મારી વાત સાંભળ સંધ્યા! મેં તને કેટલી કેટલી છેતરી છે, અપમાની છે તે પહેલાં તું જાણી લે. તે પછી..."

સંધ્યા તેને દૃઢ રીતે વળગી પડી રૂંધાયેલા અવાજે બોલી

ઊઠી: “ અરે ના, ના. મને તેમાંની કંઈ વાત કહેશો નહિ. હું તે સાંભળી નહિ શકું–મને બહુ ભય લાગે છે. ”

જોરથી તેનું મોં ઊંચું કરી શિરીષ બોલ્યો: “ નહિ સાંભળવાનો શું અર્થ છે સંધ્યા ? તારે સાંભળવું જ જોઈએ, જાણવું જ જોઈએ. સાંભળ, આજ અચલાને......”

“ અરેરે, તમારે પગે પડું છું. તમે બોલશો નહિ, મારા મનના સન્દેહને સત્ય રૂપ ન આપો ! ”

શિરીષ બોલ્યો: “ પણ એ વાત તો ખરી જ છે સંધ્યા ! અને તેથી તારા મનમાં સંદેહ જામ્યો હશે, એ આજકાલની વાત નથી. બહુ વર્ષો પહેલાંથી હું તેને ચાહતો હતો, તેની સાથે મારા લગ્નની ગોઠવણ થઈ હતી, પણ મા તથા બાપુજીએ સંમતિ ન આપી અને તેમણે જ મારી આગળ તને રજુ કરી. બહુ ભૂલ કરી મેં—સુંદર જોઈને ભૂલ કરી બેઠા. મેં તારી સાથે લગ્ન કર્યું પણ સુખી ન થઈ શક્યો સંધ્યા ! કારણ હું પ્રાણાર્પણે તેને ચાહતો હતો અને તે પણ તેટલા જ સ્નેહથી મને ચાહતી હતી. આપણા લગ્ન પછી તેનું લગ્ન એક ચારિત્ર્યહીન છોકટા સાથે થયું છે. એ માણસ તેને લાકડીઓ મારતાં પણ અચકાતો નથી. પણ તે પછી જ્યારે તેણે મારું નામ લઈને અચલાનું અપમાન કર્યું ત્યારે તે સ્વર્ગીય સ્નેહનું અપમાન અચલા સાંખી શકી નહિ. તેણે પોતાનો દેહ તેના સ્વામીને અર્પણ કર્યો હતો, પણ મન તેણે જે અર્પણ કર્યું હતું તે તો બીજો કોઈ પ્રાપ્ત કરી શકે તેમ ન હતું. અને ખરેખર તે તો સ્વર્ગીય વસ્તુ છે ! એ સ્વર્ગીય સ્નેહને તેનો સ્વામી એટલી કુત્સિત રીતે જાહેર કરવા લાગ્યો કે, અચલા સ્વામીનું ઘર તજી ચાલી નીકળી. તે જ્યારે મારી નજર આગળ પહેલવહેલી આવી ઊભી રહી ત્યારે હું ચમકી ઊઠ્યો–તે પણ શરમિંદી બની ગઈ, પરંતુ સંજોગવશાત

ઉદર નિર્વાહને માટે તે મારી જ નોકર બની. જે ઘરમાં તે સર્વસ્વની માલીક બનવાની આશા રાખતી હતી તે જ ઘરમાં તે પગારદાર નોકરડી બની. તે કેટલું કેટલું સહન કરી રહી છે તે જુએ છે સંધ્યા ! તેના ઉદાર હૃદયની વાત જરા વિચારી તો જો ! તે પછી એક દિવસની વાત કહું છું સંધ્યા ! હૃદયનો આવેગ સહન ન કરી શકવાથી એક દિવસ મ્હેં તેને મારા મનની બધી વાત કહી દીધી. જો તે તૈયાર થઈ હોત તો શું હું આજ તારી પાસે હોત ખરો ? તેને લઈને હું કેટલાક સમય માટે ગમે ત્યાં ચાલ્યો ગયો હોત. તે પછી પાછા ફર્યા બાદ તેને પોતાની પત્નીની જેમ રાખત, પરંતુ તેણે તિરસ્કારપૂર્વક મારી આ ઘૃણાભરી માગણી પાછી ઠેલી મને જણાવ્યું કે સ્નેહ એ સ્વર્ગીય વસ્તુ છે. તેને ધારણ કરી શકાય, પણ તેનો એવી રીતે ઉપભોગ ન કરી શકાય. મારા મનમાં બહુ દુઃખ થયું, મારી જાત ઉપર મને રોષ આવ્યો અને ત્યારથી હું નશો કરતાં શીખ્યો. હું કોના ઉપર ગુસ્સો કરું ? મારું કોણ છે ? તે મારી આગળથી સદાને માટે ચાલી ગઈ છે, કહી ગઈ છે કે, હવે તે નહિ આવે. કેમકે હવે તે મારો વિશ્વાસ કરી શકે તેમ નથી. મેં મારા સ્નેહનું અપમાન કર્યું છે, તેનું પણ અપમાન કર્યું છે—આ ઘૃણિત જીવનમાં શાન્તિ મેળવવા માટે મેં દારુ પીવાની ટેવ પાડી છે અને તે દિનપરદિન વધતી જાય છે. સંધ્યા, તું રડે છે ? હા, ભલે રડ. તારા દેવતા તુલ્ય સ્વામીને હવે તું ઓળખી શકી છે, તે દેવતા નથી પણ પિશાચ છે. આજ સુધી તારી સાથે મ્હેં બહુ છેતરપીંડી કરી છે, હવે તે કરવાની ઈચ્છા નથી અને કરીશ પણ નહિ."

તે સ્તબ્ધ બની ગયો. સંધ્યા તેની સોડયમાં મોં લપાવી ચૂપ-ચૂપ અશ્રુધારા વહાવી રહી. અંધારી રાતનો ઝમ્ ઝમ્ અવાજ સંભળાઈ રહ્યો હતો. આખું ઘર શાન્ત હતું.

"સંધ્યા—"

સંધ્યાએ મુખ ઊંચું કર્યું.

"અરે, તમે ગમે તે હો! પોતે પોતાને પિશાચ ભલે માનો, પણ મારી નજરે તો તમે દેવતા છો. મારી છાતી તમારા નિષ્ઠુર પદાઘાતથી તોડી ફોડી નાંખો, હું તે રક્તબિન્દુ વડે તમારી પૂજા કરીશ. તમારે તો એ બધાં છે. મારે તો તમારા સિવાય બીજું કોઈ જ નથી!"

સંધ્યાએ શિરીષના બેઉ હાથ પકડી છાતી સાથે દાબી દીધા. શિરીષનું મન તે વખતે શા વિચાર કરતું હશે?



## [૧૨] રાધિકાનાથની શુશ્રૂષા

પતિના ગૃહનો ત્યાગ કર્યા પછી અચલાએ પતિને એકપણ પત્ર લખ્યો નહોતો. એટલું જ નહિ પણ રાધિકાનાથે પણ અચલાને સ્વપ્નામાં પણ યાદ કરી નહોતી.

રાધિકાનાથ આમ તો બહુ મિજાજી તથા વર્તણુકનો મૂર્ખ હતો એટલે કુદરતી રીતે જ હવે તેને બધીય વાતથી માર પડ્યો. મિત્રો પણ અળગા થઈ ગયા. કોઈ તેનું રહ્યું નહિ. તેમાં અધૂરામાં પૂરું કરવા આવી મોટી માંદગી હવે ક્યાં જવું ? તે વિચાર તેને સાતવતો હતો.

દશા પલટાઈ ને રાધિકાનાથની સંભાળ લેનાર કોઈ રહ્યું ન હતું. દુશ્ચરિત્ર્યને લીધે તેની પાસે એક પૈસો પણ હવે રહ્યો ન હતો. રહેવા માટે ઘર સરખું પણ રહ્યું ન હતું. તે ઉપરાંત દુશ્ચરિત્રના ફળરૂપે જાતજાતના રોગ તેના શરીરમાં પેદા થયા હતા. તે આશ્રય માટે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં સૌએ તેને પાછો કાઢ્યો. આશ્રય આપવો તો દૂર રહ્યો પણ કોઈએ એક પૈસો સરખોય તેને આપવાની સહાનુભૂતિ ન બતાવી. આવા દુઃખના વખતમાં તેને પોતાની સ્ત્રી યાદ આવી કે જેના નિર્દોષ ચારિત્ર્ય ઉપર તેણે મિથ્યા દોષારોપણ

કર્યું હતું. અને તે તેજસ્વી સ્ત્રી પોતાનું અપમાન ન સહી શકવાથી ચાલી ગઈ હતી.

અચલા પાસે કયા મોઢે જાય? ને કદાચ જાય તો અચલા તેને ઘરમાં પણ દાખલ થવા દે? આવા વિચારમાં ગોથાં ખાતાં ખાતાં તે અચલાની પાસે જ પોતાની ચાકરી કરાવવા માટે આવ્યો.

વ્યાધિગ્રસ્ત સ્વામી જ્યારે અચલા પાસે સારવાર માટે આવ્યો ત્યારે અચલાએ પહેલાંનું અપમાન મનમાં લાવીને તેને પાછો કાઢ્યો નહિ–તેણે તેનો સ્વીકાર કરી, સારવારનો ભાર પોતાને માથે લીધો.

બિન્દુવાસિનીએ અચલા તરફ જોઈ માત્ર એક નિસાસો નાખ્યો. સુખની વખતે સુખનો અંશ તો ન મલ્યો પણ દુઃખની વખતે આ દુઃખમાં તો તેને ભાગ લેવોજ પડશે, કારણકે તે રાધિકાનાથની પત્ની હતી.

અચલા જરા હસીને બોલીઃ "માસીબા, હું દુઃખ ભોગવવા માટે જ આ સંસારમાં આવી છું. દુઃખની કથા હું જેવી જાણું છું તેવી કોઈજ નથી જાણતું. ખરેખર, હું ભગવાનને પ્રાર્થના કરું છું કે, દુઃખના સમયે તે મને દુઃખ સહન કરવાની શક્તિ આપે અને દુઃખો સહન કરતાં કરતાં જ મારો દુનિયા સાથે પરિચય થાય. હું સુખ માગતી નથી અને કોઈ દિવસ માગીશ પણ નહિ!"

રાધિકાનાથ હવે ખરેખર પસ્તાતો હતો. પોતાની ભૂતકાળની કથની યાદ કરીને તે બહુ દુઃખ પામી રહ્યો હતો.

એક દિવસ બપોરે બિછાનામાં સૂતાં સૂતાં તે એ જ વિચારો કરી રહ્યો હતો. બેસવા ઊઠવાની પૂરતી તાકાત તેનામાં ન હતી. અચલા તેને ઊઠવા પણ દેતી ન હતી. ડોકટરે કહ્યું હતું કે દર્દી એટલો બધો અશક્ત થઈ ગયો છે કે, હાર્ટફેઈલ એકાએક થઈ

જવાની ભીતિ રહે છે. આથી અચલા હમેશાં બરાબર કાળજી રાખતી અને રાધિકાનાથ ઊઠવા માગે તો પણ ઊઠવા દેતી ન હતી.

રાધિકાનાથ વિચારી રહ્યો હતો "અચલા પાસે આ સેવા-ચાકરી હું કયા મોંઢે કરાવી રહ્યો છું ! એની પાસે સેવા કરાવવા જેવું કયું કામ મ્હેં કર્યું છે? મ્હેં અચલા સાથે લગ્ન કર્યું પણ તેને સુખી કરવા માટે કાંઈ જ કર્યું નહિ. સ્વામી પાસેથી સ્ત્રી જે સ્નેહ–પ્રેમ મેળવે છે તે મ્હેં અચલાને કોઈ પણ દિવસ આપ્યો નથી. અચલાને તેણે પ્રાપ્ય વસ્તુથી વંચિત રાખી હતી છતાં આજ હું તેની પાસેથી આ સેવા શા માટે લઈ રહ્યો છું ? હૃદયહીન પુરુષનો વ્યવહાર એવો જ છે, તે કાંઈ આપ્યા વગર લેવાનું છે તે લઈ લે છે. તેણે અચલાને સ્વચ્છંદપણે કાઢી મૂકી હતી, પણ અચલાએ તેનો અપરાધ માફ કરી આજ તેની સેવાનો ભાર માથે લીધો હતો. નારી ક્ષમા આપે છે કારણ તે સ્નેહની મૂર્તિ છે. એ સ્નેહની ખાતર તે સર્વસ્વ હારી જાય છે છતાં કઠોર થઈ શકતી નથી.

દુધની કટોરી લઈ અચલા ત્યાં આવી. એના શાંત, સુંદર છતાં કરુણ મુખ તરફ જોતાં જ રાધિકાનાથની આંખોમાં ઝળઝળિયાં આવ્યાં. તેણે શાલમાં મુખ છુપાવી દીધું.

દુધ હજી ગરમ હતું એટલે કટોરી ટેબલ પર મૂકીને અચલા સ્વામીની શય્યા પાસે આવી ઊભી રહી. તેણે રાધિકાનાથના લલાટે હાથ મૂકચો, પછી જામાની કસ ખોલી ડિલે હાથ લગાડીને જોયું. શરીર ગરમ હતું.

તે થર્મોમિટર લઈ તાવ માપવા જતી હતી, પણ રાધિકાનાથ નીચે મોઢે રૂંધાયેલા અવાજથી બોલ્યો: "માફ કર અચલા, હવે તાવ નથી માપવો."

અચલા સ્નેહભર્યા સ્વરે બોલી: "તાવ તો માપવો જ પડેને !

સવારે ડૉક્ટર આવશે અને જાણશે કે તાવ વધુ આવ્યો હતો તો તે વખતે કેમ માપ્યો નહિ ? એમ ઠપકો આપશે. ”

શાલમાંથી મુખ બહાર કાઢી, અશ્રુભરી બેઉ આંખ અચલા તરફ તાકીને ઠરડાએલા અવાજે રાધિકાનાથ બોલ્યોઃ “ નિરર્થક શા માટે આ બધો ખરચ કરો છો અચલા ? હું નથી બચવાનો, તમારો આ શ્રમ નિરર્થક જવાનો છે. મારી આટલી મોટી સંપત્તિ, ઘરબાર બધું આજે ચાલ્યું ગયું છે. તું મારી પત્ની, આ સ્કૂલમાં કામ કરી પોતાનું ભરણપોષણ કરે છે અને તે ટૂંકી રકમમાંથી...”

તે પોતાની વાત પૂરી કહી શક્યો નહિ. પ્રબળ અશ્રુધારાએ તેને મુંગો બનાવી દીધો.

પોતાના પાલવથી તેનું મુખ લૂછતાં લૂછતાં જરા હસીને અચલા બોલીઃ “ એને માટે તમે રડો છો ? છટ્, પુરુષ જાત થઈને એમ રડો છો શું ? એ તો કાયરતા ગણાય. ખરચને માટે તમારે કશો જ વિચાર કરવાનો નથી. હું પહેલા મહિને સાઠ સીત્તેર રૂપિયા પગાર મેળવતી ને હાલ પણ સ્કૂલમાંથી મહિને પચાસ રૂપિયા મળે છે. તે ઉપરાંત સાંજે સંગીત શીખવવાના કામમાંથી પણ ચાળીસ રુપિયા મળે છે. અમારું બે માણસનું ખાવાપીવાનું તે શું મોટું ખરચ હોય ? આથી મારી પાસે પૂરતા પૈસા છે માટે તે બાબત તમારે બહુ વિચાર નથી કરવાનો સમજ્યા ? તમે સાજા થઈ જાઓ એટલે બસ. પછી તમે પણ કમાજો. હું હાલ જે ઉપાર્જન કરું છું તે ચાલુ રાખીશ. આપણા બેઉની કમાણીથી સંસાર સારી પેઠે નભી શકશે. ”

એક ઉંડો નિઃસાસો નાખી રાધિકાનાથ બોલ્યોઃ “ ના, અચલા તું ભલે ગમે તે કહે પણ હું બચવાનો નથી. અનેક પાપ કરેલાં છે,

આ તાવ વધતો જાય છે તે હું જાણું છું. હવે મને બચાવનાર કોઈજ નથી. કાલે ડૉક્ટરે કહ્યું હતું કે હવે તાવ ન વધે તો હું બચી શકું, અને તાવ વધશે તો બચી શકીશ નહિ. આજ મારો તાવ હજી વધતો જાય છે. અચલા મારું જીવન હવે પૂરું થવા આવ્યું છે—તારો બધો શ્રમ, ખર્ચ એ બધું નિરર્થક કરીને હું ચાલ્યો જઈશ હવે હું નથી બચવાનો !"

તેની આંખોમાંથી દડદડ કરતાં આંસુ ટપકી રહ્યાં હતાં. અચલા પોતાનો ઉંડો નિઃશ્વાસ દાબી દઈને બોલી: "તાવ વધે છે એટલે નહિ બચો એ તે કેવી વાત? ડૉકટરો તો કંઈ કંઈ વાતો લોકોને કહે છે તે બધી શું સાચી પડે છે? કેટલાય રોગીઓને ડૉકટરો એવા જવાબ આપીને જાય છે અને પછી રોગી સાજા થાય છે. અને ડૉકટરબાબુ કંઈ નિશ્ચિંત રીતે એવું નહોતા કહેતા. એ તો એવો સંભવ છે, એમ માત્ર કહેતા હતા. એવી વાતમાં વિશ્વાસ રાખી તમે આમ નિરાશ થાઓ છો? પુરુષ થઈને આટલા ડરો છો શા માટે?"

"ભય?" રાધિકાનાથના મુખ ઉપર હાસ્ય આવી નિમિષમાં ઊડી ગયું. "ભય?" ના, અચલા. મરણનો મને એવો ભય નથી, કારણ મરણ વડે જ હું આ બધી યંત્રણાઓમાંથી મુક્ત થઈશ. ઓહ, રોગની કેવી યંત્રણા છે તે તને ખબર છે અચલા? પળેપળ આમ યંત્રણા ભોગવીને મરવું તેના કરતાં એકીસાથે મૃત્યુ આવે તેજ ઇષ્ટ છે. ભય એ લાગે છે કે, મરણ પછી એક જુદા જ પ્રદેશમાં જવાનું હોય છે, એમ સાંભળ્યું છે. એ પ્રદેશના ન્યાયધીશ આગળ જઈને હું શું બોલીશ તેનો મને ડર લાગે છે. જ્યારે તે પૂછશે કે, તને જે કામને માટે સ્વાસ્થ્ય, માનવદેહ અને જ્ઞાન આપીને મોકલ્યો હતો તે કામ તું કરી આવ્યો?—ત્યારે હું શું જવાબ આપીશ અચલા? હું શી રીતે કહી શકીશ કે હું કંઈપણ કર્યા સિવાય એ બધું નષ્ટ કરીને આવ્યો છું? મારા એ સ્વાસ્થ્યની આજે શી દશા છે? મને

મળેલું જ્ઞાન મેં કુપંથે ગયામાં જ વાપર્યું છે માત્ર ત્રીસ એકત્રીસ વર્ષની ઉંમરે મને ઘડપણ આવી ગયું છે. કેવળ નાનપણમાં જ નિમાળા સફેદ બન્યાં છે. કાળચક્રનો ઘસારો આ માનવયંત્ર ઉપર વહેલો ઘસી પડ્યો છે અને એમને એમજ હું...હું સંસારની લીલા પૂરી કરી ચાલ્યો જવાનો છું. હું શું જવાબ આપીશ ? કેટલીય સજા મારે ભોગવવી પડશે તે કહી શકાય તેમ નથી. "

અચલાએ એક નિશ્વાસ નાંખ્યો, " હાય રે મનુષ્ય ! આગળથી આવી વાત તું નથી જાણતો—આગળથી નથી શોચતો કે જગતમાં એક મહાન ન્યાયાધીશ છે જે અહીંનાં તારાં બધાં કાર્યો લક્ષમાં રાખે છે અને પાપ તથા પુણ્યનો પૂરેપૂરો હિસાબ રાખે છે—માણસ ત્યારે જ એને ઓળખે છે, જ્યારે મૃત્યુના દૂત તેને લઈ જવા આવે છે—માણસ ત્યારે જ એના યશોગાન ગાતો થાય છે કે જ્યારે તે આપત્તિમાં સપડાય છે—ફક્ત બચાવને માટે તે તરફડીયાં મારે છે."

તાવ માપીને દૂધની કટોરી લાવી અચલાએ રાધિકાનાથના મોં આગળ ધરી. " થોડુંક ગરમ છે માટે પી લ્યો, વાર કરશો તો તદ્દન ઠંડુ થઈ જશે."

રાધિકાનાથે રકઝક ન કરી. અચલાને વધુ તકલીફ આપવાની તેની ઈચ્છા નહતી. તેણે દૂધ પી લીધું. પછી તે ધીમેથી બોલ્યો: " હજી એક વાતનું મને ભારે દુ:ખ થયા કરે છે. અચલા ! તારી સાથે લગ્ન કરીને તને એક દિવસ પણ સુખ આપી શક્યો નથી. એક દિવસ પણ તારી સાથે સ્નેહથી વાત કરી નથી. તને કેવળ દુ:ખ દેવા હું આ દુનિયામાં સર્જાએલ હોઉં એમ લાગે છે. મારા મારના ચિહ્ન હજી પણ તારા શરીર ઉપર મોજૂદ છે. તારા કર્તવ્યને ખાતર તું એ બધી વાતો ભૂલી જાય છે, પણ હું તે ભૂલી શકતો નથી. મારા મનમાં એ વાતો યાદ આવે છે અને હું..."

" તમે એ વિચારથી જ રડો છો શું ? અરે ના, ના, તમારી

પાસેથી મેં ઘણું પ્રાપ્ત કર્યું છે. તમે મારા ગુરુ છો. સંસારના અનેક અવનવા માર્ગ તમે જ મને બતાવ્યા છે. તમે મારો તિરસ્કાર કર્યો તેથી મારી આંતરશક્તિ જાગૃત થઈ છે અને હું મનુષ્યધર્મ પૂરેપૂરું સમજી શકું તેવું સામર્થ્ય મને તમારાથી જ મળ્યું છે. પોતાના પગ ઉપર ઊભી રહેતા શીખી છું. જો તમે મારો અનાદર ન કર્યો હોત, મને અપમાની ન હોત તો મારી આ શક્તિઓ જાગૃત ન બની હોત. પરિણામે આ દેશની છોકરીઓ જેમ સંસારમાં ખાય છે, પીએ છે, અને ખેલે છે, કેવળ ગુલામી દશામાં તેમ હું પણ એક ગુલામ રહી હોત. જો એ પ્રમાણે મને તમે તરછોડી ન હોત તો મારું છાપરું નીચું ને નીચું રહ્યું હોત, ગુલામીમાંથી મુક્તિ શી ચીજ છે તે ભાગ્યે જ ઓળખી શકી હોત અને આનું પરિણામ કોણ જાણે કેવુંય આવત ? તમે મને હતી તેથી અધિક બનાવી છે—મને મનુષ્ય બનાવી છે—એકની અંદર મને બાંધી ન રાખતાં, મને અનેકની અંદર મુક્ત—બંધનરહીત રાખી છે. અરે, એ મારું મોટું સૌભાગ્ય છે ? કેટલી સ્ત્રીઓ મારા જેવું વાસ્તવિક જીવન જીવી શકે છે વારુ ? અગ્નિમાં તપાવ્યા વગર સોનાની પરીક્ષા નથી થતી. ભગવાને તમારા હાથ દ્વારા મારી અગ્નિપરીક્ષા કરી છે. હું તમને પ્રણામ કરું છું. સ્વામી તરીકે નહિ, કારણ એક રાત્રીના સંપર્ક સિવાય તમારી સાથે મારો બીજો સંબંધ નથી. હું તમને ગુરુ માનીને પ્રણામ કરું છું. તમે મને શિક્ષા આપી છે, એટલે તમે જ મારા સાચા શિક્ષાદાતા છો. પ્રભુ છો. સ્વામી છો ! હવે બોલશો નહિ, નહિ તો તાવ વધારે ચઢશે. એટલું કહી સ્વામીને ઓઢાડી સુવાડી અચલા બહાર ચાલી ગઈ.

+

ડૉક્ટરે સવારમાં આવીને દર્દીને તપાસી મોં મચકોડ્યું. રોગીના શરીરમાં તે વખતે પાંચ ડીગ્રી તાવ ચઢયો હતો. આંખો લાલઘુમ હતી, તે વચ્ચે વચ્ચે બેભાન પણ બની જતો હતો.

માથે બરફ મૂકવાની સૂચના કરી, બીજાં કેટલાંક સૂચનો કરીને ડૉકટર વિદાય થયો. જતી વખતે કહેતો ગયો કે રાત્રે આઠ વાગતા પહેલાં તે એકવાર આવી જશે. તે પહેલાં કદાચ કાંઈ ખરાબ ચિન્હ જણાય તો તેને ખબર આપવી.

તે રાત્રે અગિયાર વાગે તાવ શરીરમાંથી અદૃશ્ય થતાંની સાથે જ રાધિકાનાથની નાડી બંધ થઈ ગઈ. ડૉકટર તુર્ત ત્યાંથી ચાલ્યો ગયો. માત્ર નામનું જ લગ્ન કરીને, જીવનભરને માટે અચલા માથે વૈધવ્યનો ભાર નાંખી રાધિકાનાથનું પ્રાણપંખેરુ દેહપિંજર છોડીને ઊડી ગયું.



## [૧૩] શિરીષની વેદના

અચલા શાળામાંથી ઘેર આવીને વિશ્રાંતિ લેતી હતી. આજ સાંજે પોતાની વિદ્યાર્થીનીને સંગીત શીખવવા માટે તેને જવાનું ન હતું. એકાદશીને દહાડે તે રજા પાળતી.

આજ નિર્જળા એકાદશી હતી. ઉપવાસનો ત્યાગ કરવા માટે બિન્દુવાસિનીએ તેને ઘણો આગ્રહ કર્યો હતો. જે માણસે માત્ર લગ્ન જ કર્યું હતું અને પરણેતરને જરાય સુખશાંતિ આપી ન હતી તેના આત્માની શાંતિ માટે અચલા એકાદશી કરે તે તેને પસંદ ન હતું. પણ અચલાએ કહેલું "હું તે આત્માને માટે જ એકાદશી કરું છું એમ માનતાં હો તો તમારી ભૂલ છે માસીબા! છતાં મારા મનમાં એમ ખરું કે હું આ એકાદશી કરું છું તેથી તેમનો આત્મા શાંતિ પામતો હોય તો ભલે પામે, ખરું કારણ કે એ બહુ હતભાગી જીવ હતો, માસીબા હું માનું છું કે એમના જેવું દુઃખ બહુ ઓછા લોકોને પડે છે તેને શું ન હતું? અતૂલ સંપત્તિ, યશ, માન, આત્મિયજનો બધુંય હતું. પણ તે કંઈ જ રાખી શક્યા નહિ, બધું હારી ગયા. અને એ બધું જ ગૂમાવ્યું પણ એવી સ્થિતિમાં કે તેમની કથની યાદ આવતાં મારી આંખોમાં અશ્રુ આવી જાય છે. હું તેમને કોઈ દહાડો ચાહતી ન હતી, ઉલટી ઘૃણાની નજરે જોતી

હતી. પણ તેમના દુઃખનું પરિણામ જોયા પછી હવે ઘૃણા નથી રહી. તેમને મારી ભક્તિ અને સ્નેહ નથી આપી શકતી, પણ હવેથી ઘૃણા પણ નથી રાખી શકતી, કારણ કે તે ખરેખર હતભાગી હતા. મારી સાથે લગ્ન કરીને તે મને કંઈજ આપી શક્યા નહિ, અને કંઈ આપવા માટે લગ્ન કર્યું હતું એવું પણ ન હતું. વ્યસની અને દુશ્ચરિત્રી હોવા છતાં તેનામાં એક સાચો આત્મા હતો. મારા બાપુજીની વેદના જોઈને એ આત્માને વ્યથા પ્રગટી હતી. તેથી જ તેણે મારા બાપુજીનો પહેરામણી અને દાયજાની ભાંજગડમાંથી ઉદ્ધાર કર્યો હતો. તે આત્માનું ખરું રૂપ તે દિવસે જોયું હતું અને છેવટે જોયું એક તેની મૃત્યુશય્યા વખતે–મારી ઘૃણા ચાલી ગઈ છે અને ખરેખર, હું તેને દયાની નજરે નિહાળું છું, મારી એકાદશીથી હિન્દુ–શાસ્ત્ર પ્રમાણે તેનો આત્મા શાંતિ પામતો હોય તો ભલે પામે. વળી મારી પોતાની ખાતર પણ વચ્ચે વચ્ચે ઉપવાસ કરવાની જરૂર છે. થોડા દહાડા પહેલાં જ્યારે મેં એકાદશી કરવાની વાત તમને કરેલી ત્યારે તમે મને ઉધડી લીધેલી. પણ હું જાણું છું કે, વચ્ચે વચ્ચે ઉપવાસ કરવાથી મને પોતાને લાભ છે. એથી મારા દુર્દાન્ત રિપુઓ વશ રહેશે–સ્વામીનો આત્મા એથી તૃપ્ત થશે એ વાત હું પ્રથમથી નથી માનતી, આજે પણ નથી માનતી. છતાં હું એકાદશી કરીશ, કારણ એથી મને લાભ છે. એકાદશીની વ્યવસ્થા વિધવાઓના શારીરિક કષ્ટને અનુરૂપ છે, એમ હું માનું છું. તમે મને ના ન પાડશો માસીબા, એથી મને ફાયદો જ થશે."

બિન્દુવાસિનીએ તેની જીદ જોઈને ફરી તેને કોઈ દિવસ ના પાડી નહિ.

ઘેર આવીને જોતાં અચલાએ બિન્દુવાસિનીને ઘરમાં દીઠી નહિ. રમાએ તેને જણાવ્યું કે, માસીબા કોઈ પાડોશણ બાઈ સાથે ક્યાંક બહાર ગઈ હતી અને સંધ્યાકાળે પાછી આવશે.

રમા અચલાને મા કહીને બોલાવતી. અચલાને તે ખૂબ વ્હાલી હતી. બિન્દુવાસિની પણ એ અનાથ બાલિકાને સ્નેહભરી નજરે જોતી હતી.

છજામાં એક શેત્રંજી પાથરી, એક કામળો લઈ અચલા તે ઉપર સૂઈ ગઈ હતી. રમા તેના પગ દાબતી બેઠી હતી.

આંગણામાં પગરવ સાંભળી અચલાએ પથારીમાંથી બેઠાં થઈ બહાર નજર કરી. શિરીષને જોઈને તે વિસ્મત બની ગઈ. ઝપાટાબંધ ઊઠીને સ્વસ્થતાથી બેસી ગઈ.

ઘણા સમય પછી—આજ બરાબર બે વર્ષ પછી તેની શિરીષ સાથે મુલાકાત થતી હતી. એ બે વર્ષમાં શિરીષે તેની ખબર કરી હતી કે નહિ તેની તેને ખબર ન હતી. શિરીષની છાયા પર્યંત તે મનથી ઇચ્છતી ન હતી.

શિરીષ આગળ ડગ ભરતાં અચકાવા લાગ્યો. વિધવા વેષધારિણી અચલાને જોઈને તે સ્થંભિત થઈ ગયો. એ વાતનો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. જે વાત તેણે કદી કલ્પી પણ ન હતી, તે આજ સત્ય બની હતી.

અચલાએ ક્ષણવારમાં પોતાની જાતને સંભાળી લીધી અને તે બોલી: "આવો શિરીષભાઈ," પછી રમા તરફ જોઈ તે બોલી: "એક આસન પાથરી દે રમા."

રમાએ આસન પાથરી દીધું. કંપતા હૃદયે, અને કંપતા પગલે શિરીષ તે આસન ઉપર બેસી ગયો.

અચલાએ પૂછ્યું: "આપ કુશળ છો ને શિરીષભાઈ? સંધ્યા સારી છે ને?

શિરીષે શુષ્ક સ્વરે કહ્યું: "હું કુશળ છું. મહિના પહેલાં વિચાર

થયેલો કે તમને ખબર આપું—પણ તે પછી બહુ વિચાર કરીને તમને પત્ર ન લખ્યો. અમે અહીં ન હતાં—પૂરી ગયાં હતાં."

અચલાએ પૂછ્યું: "ક્યારે ગયાં હતાં?"

શિરીષ બોલ્યો: "આજ લગભગ બે વર્ષ થયાં. એ બે વર્ષથી બંગાળની ભૂમિ પર પગ નથી મૂક્યો. મનમાં થતું હતું કે હવે દેશમાં નથી જ જવું, પણ તેમ ન કરી શક્યો. ઘરબાર ને સંપત્તિની વ્યવસ્થા માટે કાલે હું અહીં આવ્યો છું."

આશ્ચર્ય પામીને અચલા બોલી: "હવે બંગાળમાં નથી રહેવું?"

એક નિઃશ્વાસ સાથે શિરીષ બોલ્યો: "ના, બંગાળ સાથેનો મારો બધો સંપર્ક છૂટી ગયો છે. બંગાળમાં હવે નહિ રહું. જીવનના જે થોડા દહાડા બાકી રહ્યા છે તે એ રીતે દેશે દેશ ઘૂમીને પૂરા કરીશ. એકાકી નિઃસંગ જીવન એવી રીતે જેમતેમ પૂરું કરીશ."

"એકાકી નિઃસંગ જીવન શી રીતે શિરીષભાઈ, સંધ્યા..."

તેના મુખ તરફ પોતાની મ્લાન દૃષ્ટિ રાખીને શિરીષ બોલ્યો: "એ હવે આ જગતમાં નથી. તે તેની સકળ વેદનાઓ શમાવવા અને દુઃખની જ્વાળાઓથી મુક્ત થવા પરલોકમાં ચાલી ગઈ છે."

સંધ્યા નથી? અચલા વજ્રાઘાત થયો હોય તેમ બેસી રહી, તેના સ્મરણપટમાં સંધ્યાની એ સરલ મુખાકૃતિ, બાલિકા જેવી ચપળતા, કિલકિલાટ કરતું હાસ્ય, અને દોડાદોડી એ બધું ફૂટી નીકળ્યું. અહા, એ 'મોટીબેન' કહીને બોલાવતી કેટલું મિષ્ટ લાગતું! અચલાના પ્રાણને ભૂતકાળ જો કાંઈ પણ શાંત્વન આપી શકતો તો તે આ બાલિકાને લીધે જ આપી શકતો. તેની સ્મૃતિ તેને થોડીક ક્ષણો માટે પણ આનંદ આપી રહેતી.

ઘણીવાર ચૂપ બેસી રહ્યા પછી અચલા ક્ષીણ અવાજે પૂછવા લાગી: "સંધ્યા ક્યારે મરી ગઈ?"

"આજ માત્ર ત્રણ માસ થયા અચલા!"

શિરીષ પોતાની નજર બીજી તરફ ફેરવી ધીરે ધીરે બોલ્યોઃ "તે છૂટી ગઈ, બચી ગઈ. મારી ખાતર તેણે ઓછી વેદના ભોગવી છે? હું કેટલો કઠોર :પતિ હતો તે તમે નથી જાણતાં અચલા! મેં તેને રીબાવી રીબાવીને મારી છે. મારા અધઃપતનની વાત કોને કહું? એ કથા કહેતાં આજ છાતી ફાટી જાય છે, પણ તે દિવસે ન ફાટી. તેને મેં બધું કહેલું ને તેણે મને માફી આપી છે. અહીં રહું તો પ્રલોભનમાં પડું અને મદ્યપાન કરું તેથી તે મને કરગરીને પૂરી લઈ ગઈ. ત્યાં ગયાં પછી હું મારી જાતને સમાવી શક્યો નહિ. મારી પૈશાચિક લીલા વધતી જ ચાલી. અહીં રહેતાં જે થોડો ઘણો સંકોચ હતો તે પણ ત્યાં રહ્યો નહિ. તે દિવસની ઘટના આજે યાદ આવે છે. તે દિવસે દારૂ પીને સંધ્યાને મારી હતી. ના, તમે ચમકી ઊઠશો નહિ. તમને થશે કે સંધ્યાના એ સુકોમળ પુષ્પ જેવા દેહને માર માર્યો? મને પણ હાય, આજે એમ થાય છે કે હું કેવી રીતે તેને માર મારી શક્યો! સંધ્યા ભોંય ઢળી પડી હતી, છતાં મેં તેને મારી અને પછી હું ત્યાંથી ચાલ્યો ગયો. ત્રણ દિવસ પછી ઘેર આવ્યો. હાય, મેં બૂમ પાડી સંધ્યા! હવામાં રૂદનમય પડઘો પડ્યો..."સંધ્યા."

"કોણ ઉત્તર દે? અરેરે, ત્યાં કોઈ ન હતું–સંધ્યા ત્યાં ન હતી. અભિમાની સંધ્યા એ ભૂમિશય્યા છોડીને ફરી ઊઠી જ નહિ, ત્યાં પડી રહીને જ તેણે પ્રાણત્યાગ કર્યો. તેની બધી વીધિ પતી ગઈ હતી. મા ત્યાં હોવાથી જ હું બચી ગયો હતો. તેણે ડૉક્ટરને લાલચ આપીને તથા પોલીસને લાંચ આપીને મને બચાવી લીધો. નહિતર સંધ્યાની હત્યા કરવા બદલ મને શું શિક્ષા થાત તેની ખબર છે? અચલા એકી ટસે શિરીષ તરફ જોતી હતી ગૂપચૂપ મને તાકી રહી છે ખરું અચલા? ના સ્ત્રી હત્યારૂને જોઈ રહી છે ખરું?

હા, ભલે જો! મેં સંધ્યાનું ખૂન કર્યું છે–તે મને બહુ જ વ્હાલથી ચાહતી હતી, તેથી તેણે મારા જ હાથમાં પોતાનો પ્રાણ ધરી દીધો."

તેની વિકૃત થઈ ગયેલી મુખાકૃતિ અને ફાટેલી આંખ જોઈને અચલા ભય પામી હતી. તેને શંકા પડી કે શિરીષના મગજમાં કંઈક વિકાર થઈ ગયો છે. તે બોલી: "શિરીષભાઈ–"

શિરીષ તેના તરફ જોઈ જરા હસીને બોલ્યો: "બધા લોકો એમ માને છે કે મારું માથું ખરાબ થઈ ગયું છે, અને તેથી હું જેમ તેમ બકું છું. પરંતુ તું પણ એમજ માનીશ અચલા? જો, મારું જ્ઞાન પ્રથમના જેવું જ છે. મને કંઈ જ થયું નથી, પણ સંધ્યાની વાત જ્યારે યાદ આવે છે ત્યારે..."

શિરીષ જરા વાર ચૂપ રહીને ફરી બોલ્યો: "જો તમારી પેઠે હું રડી શકતો હોત તો હું બચી જાત. રડવા માટે પ્રયાસ કરું છું પણ નથી રડી શકતો. માત્ર છાતીમાં અને મગજમાં આગ જલ્યા કરે છે. અચલા, સંધ્યા તમને બહુ વ્હાલી હતી, તેથી સંધ્યા હવે નથી એ તમને કહેવા આવ્યો છું. સંધ્યા કેવી રીતે, શા માટે મરણ પામી છે તે વાત તમે બીજા પાસેથી કદી પણ જાણી શકત નહિ, તેથી સત્ય હકીકત તમને કહેવા માટે હું આવ્યો છું. હવે સાંભળો, તમારી પાસે મારી એક માગણી છે—"

"બોલો..."

શિરીષ બોલ્યો: "મારા જીવનમાં હું કોઈને પણ સુખી કરી શકયો નહિ અને પોતે પણ સુખી થઈ શકયો નથી. જગતમાં હવે મારું કોઈ નથી. મા દેશનું ઘરબાર છોડીને અહીં રહેવાની નથી, મારા અહીંના મકાનમાં રહેનાર કોઈ નથી. તમારે મારા મકાનમાં જઈને રહેવું પડશે. ડર રાખશો નહિ. હું હવે તમારી પાસે નહિ આવું. તમને મારું મકાન એકી સાથે બક્ષીસ કરી દઉં છું, તેમાં મારો કોઇ અધિકાર રહેશે નહિ. બોલો, તમે તે લેશો ને?"

તેની બોલવાની છટા જોતાં અચલાને સંપૂર્ણ ખાત્રી થઈ ગઈ

કે, તેનું મગજ ફરી ગયેલું છે. તે માથું ધૂણાવી બોલીઃ "તે શી રીતે બની શકે વારૂ?"

શિરીષ જોરથી બોલ્યોઃ "ન કેમ બની શકે?

અચલા બોલીઃ "તમે આપો અને હું લઉં એવી કોઈ વાત બનશે નહિ."

ઉત્તેજિત સ્વરે શિરીષ બોલ્યોઃ "મારો નિશ્ચય છે અને તમારે તે લેવું જ પડશે. નહિ લઉં એમ કહેવાથી હું નથી છોડવાનો અચલા! તમને આપીને પછીજ હું કલકત્તા છોડીશ. ત્યારેજ મારૂં અહિંનું કાર્ય પુરું થયું માનીશ."

તેને વધુ ઉશ્કેરવો ઠીક ન લાગવાથી અચલા બોલીઃ "હું લઈને શું કરીશ?"

ઘેરા અવાજે શિરીષ બોલ્યોઃ "તમે લઈને શું કરશો તેની મને ખબર નથી. તમારી જે ખુશી આવે તે કરો. ઠીક, હું જાઉં છું. આ વાત બરોબર યાદ રાખજો."

એકદમ ઊઠીને સડસડાટ કરતો તે બહાર ચાલ્યો ગયો.

અચલાના પોતાના સંબંધની એક પણ વાત તેણે પૂછી નહિ. અચલાનું વિધવા હોવું કે સધવા હોવું તે બન્ને વાતો જાણે તેના મનમાં એક સરખી જ હતી.

થોડીવાર પછી વૃદ્ધ મોટર ડ્રાઈવર આવી પૂછપરછ કરવા લાગ્યો. શિરીષ મોટરમાં હવા ખાવા નીકળેલો ને ત્યાંથી રસ્તામાં એક જગાએ ઉતરીને ક્યાંક ચાલ્યો ગયો હતો. એકવાર તેણે કહેલું કે પોતે અહીં આવવાનો હતો. તેથી મોટર ડ્રાઈવર તેના શેઠ અહીં આવ્યા છે કે નહિ તે પૂછવા માટે આવ્યો હતો.

અચલાએ તેને કહ્યું કે, બપોરે તે અહીં આવેલા ને થોડીવારે ક્યાંક ચાલ્યા ગયા છે. કયાં ગયા છે તેની તેને ખબર ન હતી.

શિરીષની કથનીનો અચલા વ્યથાપૂર્વક ઉંડો વિચાર કરી રહી. હાયરે અભાગી!



## [ ૧૪ ] જગન્નાથપુરીમાં

કેટલાક દિવસ સુધી શિરીષનો કંઈ પત્તો મલ્યો નહિ. અચલા અત્યંત વ્યગ્ર બની ગઈ હતી. તેણે માણુસો દ્વારા ખબર પણ કઢાવી પણ શિરીષનો પત્તો કોઈ મેળવી શકયું નહિ.

એકાદ માસ પછી શિરીષનો એક પત્ર આવ્યો. તે પત્ર તેણે પુરીમાંથી લખ્યો હતો.

અચલા !

કોઈને પણ જણાવ્યા વગર હું એકદમ અહીં ચાલ્યો આવ્યો છું. મને ખબર પડી છે કે કેટલાક દહાડા ત્હેં મારી ખબર કઢાવી હતી. એ ખરેખર મારું સદ્‌ભાગ્ય ગણાય. એથી હું એમ સમજુ છું કે, મારા જેવા સ્ત્રીઓની અવહેલના કરનારને તું ઉદારતાથી માફ કરે છે.

અંતરમાં એવી અશાંતિ વ્યાપી રહી છે કે તે સહન નથી થતી અચલા! દારૂ પીઉ છું. લોકો એમ માને છે કે, મારું મગજ ખસી ગયું છે ને હું એકદમ પાગલ બની જઈશ. હા, હું પણ એજ માગુ છું. હા, વિસ્મૃતિ! વિસ્મૃતિ! જેનાથી બધું જ ભૂલી જવાય—તે હું ઇચ્છી રહ્યો છું—વિસ્મૃતિ!

મેં શું કર્યું તેનો મને સંતાપ થાય છે. હું ક્યાંથી ક્યાં આવી પડ્યો? આ ભિષણ દશામાંથી હવે મારા ઉદ્ધારની આશા નથી. હું ડુબીશ ને મરીશ.

મારી માલમિલકત, ઘરબાર બધું તારે નામે રાખ્યું છે. તે બધું તારું છે. તને હું બરાબર ચહાતો હતો ને હજી પણ ચાહું છું. તેથી એ બધું તને અર્પીને મારા પ્રાણને તૃપ્તિ થઈ છે. મારી આ ભેટ પાછી ન ઠેલીશ. એ તારા ભક્તનું દાન છે!

હું મરીશ. મારે માટે સંતાપ ન કરીશ. મનમાં જાણે કે હું સ્ત્રી હત્યારો છું. મારા પર ઘૃણા કરો! ભગવાનને પ્રાર્થના કરો કે મૃત્યુ પછી મારા આત્માને શાંતિ મળે! અને મારી આ જન્મની વાસના—જો બીજો જન્મ હોય તો—તે જન્મમાં સફળ થાય.

લિ.

હતભાગી 'શિરીષ.'

પત્રની હાથમાં ગડી વાળી અચલા થોડીવાર શૂન્ય નયને આકાશ તરફ જોઈ રહી. પછી બિન્દુવાસિની પાસે જઈને પૂછવા લાગી: "પુરી જઈશું માસીબા?"

માસીબા આશ્ચર્ય પામી બોલી ઊઠ્યાં "પુરી શું કામ જવું હોય? આ વખતે...એકા એક?"

તેમને બોલતાં અટકાવી અચલા બોલી: "તીર્થસ્થાનમાં જવા માટે ખાસ વખત નથી જોવાતો માસીબા! ચાલોને, થોડા દહાડા રહી પાછા આવી જઈશું. જગન્નાથજીનાં દર્શન પણ થશે અને સમુદ્રની હવાથી તબિયત પણ સારી થશે."

અચલાની જીદ જોઈને માસીબા 'ના' પાડી શક્યાં નહિ. ઉતાવળથી આવશ્યક જણસભાવ તૈયાર કરી લઈ અચલા, માસીબા

તથા રમાની સાથે પુરી જવા રવાના થઈ. બિન્દુવાસિનીએ પૂછ્યું: "ક્યાં જઈને ઉતરવું છે અચલા? ગોર સારો જોઈને પસંદ કરવો પડશે."

અચલા ટૂંકામાં બોલી: "ચાલો તો ખરાં, ત્યાં બધું જોઇ લેવાશે."

જગન્નાથપુરી પહોંચીને તેણે એક ટાંગો ભાડે કરી લીધો. પંડયા ગોરની પૂછપરછ તેણે ગણકારી જ નહિ. બિન્દુવાસિનીને આથી નવાઈ લાગી. તેને ખબર ન હતી કે અહીં શિરીષનું ઘર છે. અચલાએ તે વાત તેને કરી ન હતી.

*

ઉપરના એક ઓરડામાં પીધેલો શિરીષ પડ્યો હતો. તે વખતે તે રાતદિવસ દારૂ પીને પડી રહેતો. દારૂ પીને તે બધી વાતો ભૂલી જવા માગતો હતો. દારૂ વગર તેને જરી પણ ચાલતું નહિ. તેના આવા વર્તનથી તેની મા થાકી–કંટાળીને દેશમાં ચાલી ગઈ હતી. તેને કાબૂમાં રાખનાર બીજું કોઈ જ ન હતું. માની હાજરીમાં જે સંકોચ–એ આંખની શરમ હતી તે પણ હવે રહી ન હતી.

તે આંખો ઢાળીને પડ્યો હતો. તેને લાગ્યું કે પોતાના ઓરડામાં કોઈ દાખલ થયું. જોવાનો પ્રયાસ કર્યા છતાં તે જોઈ શક્યો નહિ. જડાઈ ગયેલા અવાજે તેણે પૂછ્યું: "કોણ ભાઈ, કોણ છે?"

અચલાએ ઉત્તર ન આપ્યો. તે સ્થંભિત બનીને શિરીષની અવસ્થા નિહાળી રહી.

આ એ શિરીષ, ચારિત્રમાં સર્વશ્રેષ્ઠ, વિદ્યામાં કુશળ, સંપત્તિમાં મહાન, એકરીતે લક્ષ્મી અને સરસ્વતી બંનેનો લાડીલો, એજ આ શિરીષ! શિરીષનો એ વૈભવ આજ ક્યાં હતો? આજ તે ખૂલ્લી ભોંય પર આળોટી રહ્યો હતો. એના માંથે એક મેલું કપડું વીંટાએલું હતું. ઘરમાં બાઉયાં અને જાળાં બાઝી ગયાં હતાં. ઘરમાં નોકર ચાકર હોવા છતાં ઘર કદી સાફ થતું હોય એમ ન લાગ્યું.

તેણે પહેરેલી ધોતી પણ મેલી હતી અને બંડી કે પહેરણનું ઠેકાણું ન હતું. તેના મુખમાંથી લાળ દદડી રહી હતી. અને તેથી મુખ ઉપર માખીઓ બબડતી હતી. છાટકા માનવીની શી દશા થાય છે? આ દૃશ્ય તે ચિતાર તાદશ કરતું હતું.

અચલાની આંખમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. તે શિરીષની પાસે બેસી ગઈ ને રુંધાયેલા સ્વરે બોલીઃ "શિરીષભાઈ!"

અતિ કષ્ટથી શિરીષે આંખ ઉઘાડી. અરે, તેની પાસે આ કોણ બેઠું છે? જેમતેમ કરીને ઝડપથી બેઠો થઈ ગયો. વિહવલ નયને અચલાને જોતો તે પછડાઈ પડ્યો.

સંક્ષુબ્ધ સ્વરે અચલાએ પૂછ્યુંઃ "આ શું થયું છે શિરીષભાઈ?"

મૃદુ અવાજે શિરીષ બોલ્યોઃ "મારી મરણ શય્યા તૈયાર કરું છું અચલા, બે દહાડા પછી મારે અહીં આવી રીતે જ સૂવાનું છે."

"ના, શિરીષભાઈ, હું તમને નહિ સૂવા દઉં. હું તમારો ઉદ્ધાર કરવા નીકળી અહીં આવી છું. તમને એ રીતે તમારું જીવન નષ્ટ નહિ કરવા દઉં, શિરીષભાઈ. મેં પોતે જ તમને આઘા રાખ્યા હતા, પણ હું હવે તમારી પાસે રહેવા આવી છું. આવું એક મહત્ત્વનું માનવજીવન નારીની અવહેલના ખાતર આ રીતે નષ્ટ થઈ જાય તે ભગવાનને પ્રિય નથી. ઊઠો શિરીષભાઈ, તમે મને જે ભેટ કર્યું છે તે બધું હું લાવી છું—મારી જાતને પણ સાથે લાવી છું. લ્યો, તમારી જે જે જણસો છે તે તમે જ લઈ લ્યો."

શિરીષ ઊઠીને બરોબર બેઠો. તેનો નશો ઉતરી ગયો હતો. અચલાના મોંઢે આ કેવી વાત! આ અચલા ચીરકાળ માટે શિરીષ પાસેથી વિદાય લઈ ચૂકી હતી, તે જ આજ સ્વેચ્છાથી તેની પાસે આવી હતી? "ખરેખર અચલા, તું સાચોસાચ આવી છે?"

"હા, શિરીષભાઈ, હું ખરેખર આવી છું. તમારી પાસે રહેવા આવી છું, તમને આ પાપપંકમાંથી ખેંચી લેવા આવી છું. તમને

લાગશે કે મારા મોંઢાથી હું આ કેવી વાત કરું છું! પણ એ સાચી વાત છે. મને ખબર નહિ કે તમે આવી રીતે પોતાની જાતનો અંત આણી માનવતાનું વિસર્જન કરશો. આજ મ્હેં એ જાણ્યું અને હું આવી છું. મને તમારી પાસે સ્થાન આપો. મનમાં યાદ રાખો કે હું તમારી છું ને તમારો ઉદ્ધાર કરવા આવી છું."

શિરીષ ઘેરા અવાજે બોલ્યો: "પણ—"

અચલા બોલી: "બીજુ કંઈ જ નહિ શિરીષભાઈ, હું મારા દેહ વડે તમારી પૂજા નહિ કરું, પણ મન વડે તમારી પૂજા કરીશ. જે દેહનો બીજાની સમક્ષ ઉત્સર્ગ થઈ ચૂક્યો છે, તે દેહ હવે તમને આપી શકીશ નહિ; તમે પણ તે નહિ જ માગો. જો હું તમારો ઉદ્ધાર કરી શકીશ તો તે મારા મનના આકર્ષણ વડે જ કરી શકીશ. કરી શકીશ કે નહિ શિરીષભાઈ? મને વચન આપો એટલે હું પ્રયાસ શરૂ કરું."

શિરીષ બોલ્યો: "કરી શકશે અચલા! હું પણ આજથી મારી જાતને તારા હાથમાં સોંપી દઉં છું. તું હવેથી મને ફેરવીને સન્માર્ગે લઈ જા. ભગવાનને મારી પ્રાર્થના છે કે, તે તારી વાંચ્છા પૂર્ણ કરે!"

અચલાનો હાથ તેણે પોતાની છાતી સાથે દાબ્યો: "માત્ર આટલો અધિકાર મને આપજે, એથી વધુ કાંઈ માગીશ નહિ. માત્ર આટલો સ્પર્શ પામવાના લોભથી હું ઝટ સન્માર્ગે વળીશ. તમે હજી ખાધું પીધું નહિ હોય. જાઓ જઈને ખાવાપીવાની વ્યવસ્થા કરો. હું આજ આ મુખે માસીમા પાસે નહિ આવું. કાલે આવીશ."

અચલાએ ગૂપચૂપ પોતાની આંખો લૂછવા માંડી.



# રાધારાણી

અનુવાદકો :
ચંદ્રકાન્ત જી. મહેતા
કેશવલાલ ચ. પટેલ

[ ૧ ]

દર વરસે માહેશ નામના ગામમાં રથયાત્રાનો ઉત્સવ ખૂબ ધામધૂમથી ઉજવવામાં આવતો. રાધારાણી નામની બાલિકા આ ઉત્સવમાં પહેલીજવાર આવી હતી. બાલિકાએ હજી અગીયારમાં વરસમાં પણ પ્રવેશ નહોતો કર્યો, તેના પૂર્વજોની સ્થિતિ સારી હતી. તેનું કુટુંબ અમીરાતમાં ઉછર્યું હતું. પણ અત્યારે તો તેના પિતા હૈયાત નથી. પિતા વિહોણી આ બાલિકાની માતા પણ હવે તો ખૂબ દુઃખી છે. તેની વિધવા માતા પર કોઈ નજીકના સગાએ ખોટો દાવો કર્યો. મુકદ્દમો ખૂબ ચાલ્યો. બન્ને પક્ષે પાણીની જેમ પૈસા વેર્યા. આખરે વડી અદાલતે ચૂકાદો આપ્યો. રાધારાણીની વિધવા માતા હારી ગઈ. તેની બધી દોલત લૂંટાઇ ગઈ. માતા વીવશ બની ઘર અને જમીન લાચારીથી તેને છોડવી પડી. તેની દસ લાખની પૂંજી પણ અદાલતે ઠરાવેલા હકદારને હવાલે કરવી પડી. ઘરેણું ઘાટું વેચીને તેણે નૂકશાની ભરપાઈ કરી. પોતાનું ઘર પરસ્વાધિન થતાં તે ભાડેના ઘરમાં દૂર રહેવા ગઇ. ઘરેણું વેચતાં થોડી-

ધણી બાકી રહેલી મૂડીમાંથી તેણે પ્રીવીકાઉન્સિલમાં અપીલ નોંધાવી. અદાલતે તેને પાંગળી બનાવી. મોટા આલિશાન મકાનમાં વસેલી આ વિધવા ઝૂંપડીમાં રહેવા લાગી. શાહુકારને ઘેર મજૂરી કરીને માંડ ગૂજરાન જોગું તે મેળવતી. તેથી તેની દિકરી રાધારાણીનો વિવાહ તે કરી શકી નહિ.

જાણેકે આ દુઃખ ઓછું હોય તેમ આ ગરીબ ઘરમાં નવી બીજી આફત ઉતરી પડી. રથયાત્રાના ઉત્સવને હજી થોડા દિવસો બાકી હતા તેટલાંમાં જ રાધારાણીની માપથારીવશ બની. આવક બંધ થઇ. તનતોડીને રોજના ખર્ચ જોગું મુશ્કેલીથી કમાતી વીધવા વ્યાકૂળ બની. વ્યાધીગ્રસ્ત શરીર ભૂખના દુઃખે ભાંગી પડયું. દાણો ખૂટતા રાધારાણીને પણ ઉપવાસ કરવા પડયા. રથયાત્રાના દિવસે રાધારાણીની માતાનો તાવ ઊતર્યો. સારા વૈદને શરીર બતાવવાની જરુર હતી. પણ ઘરમાં તો રાતી પાઇ પણ નહોતી.

આંખમાંથી આંસુ સારતી રાધારાણી બહાર નીકળી. જંગલની ઝાડીમાંથી ફૂલ ચૂંટી લાવી. અને તેમાંથી માળા બનાવીને રથયાત્રાના ઉત્સવમાં વેચવાના મનસુબા ઘડયા. આ વેચાણમાંથી માતા માટે દવા કરી શકાશે તેવી તેની માન્યતા હતી.

રથયાત્રાનો મેળો હજી પૂરેપૂરો ખીલ્યો નહતો. હજી તો મેળો ભરાવાની શરુઆત થઈ હતી. એટલામાં જ આભ તૂટી પડયું. અનગળ વરસાદની ધારાઓ ધરતી સોંસરવી ઊતરવા લાગી. ટોળે વળેલી વિરાટ માનવ મેદની વીખરાવા લાગી. ભીડ ઓસરવા માંડી. રાધારાણી મનોગત

બોલી 'હમણા વરસાદ બંધ થશે અને લોકો પૂન: જમા થશે, પરંતુ વરસાદ બંધ ન થયો. લોકો પૂનઃ ન આવ્યા, અને મેળો પણ ભરાયો નહિ.' આશામાં ને આશામાં સંધ્યા થઇ ગઇ. ધીરે ધીરે રાત પડી. વર્ષાથી ભરેલાં વાદળાંથી છવાયેલા આકાશમાં ચોગમ અંધકારનું સામ્રાજ્ય વ્યાપી ગયું મધ્ય જંગલમાં ઊભેલી રાધારાણી હતોત્સાહ બની. અને માઝમ રાતે પાણીમાં ભીંજાતી તે ઘર તરફ વળી.

રસ્તામાં કાદવ કીચડ જામ્યો હતો. કોઈ કોઈ સ્થળે પડેલા ખાડામાં પાણી વહી રહ્યું હતું. અંધકારમાં રસ્તો શોધવો મુશ્કેલ થઇ પડયો. આભમાંથી મૂશળધાર વરસાદ પડતો હતો. પરંતુ સ્થૂળ સૃષ્ટીની આ પ્રવૃત્તિઓ તરફ રાધારાણીનું લક્ષ જ નહોતું. એની હૃદયસૃષ્ટિમાં તો ફક્ત એક જ વિચાર ધુંધવાતો હતો. અરેરે! માતાની દવાની હું કોઇ તજવીજ નજ કરી શકી! આવા વિચારથી તે રોતી હતી. તેની આંખમાંથી વરસાદના વેગ કરતાંયે પ્રચંડ વેગથી આંસુની ધારાઓ છૂટી. આંખોમાંથી આંસુ સારતી, પડતી, આખડતી અને ઠોકર ખાતી તે તેના ઘર તરફ ચાલી જતી હતી. હાથમાં પકડેલી જંગલના ફૂલોની માળાઓને તેણે છાતી સાથે ભીડી હતી. હજીએ તેના હૃદયમાં પ્રગટેલો આશાદિપક ઓલવાયો નહોતો! "કોઈ ઘરાક હાથ લાગી જાય તો આ માળાઓનો એકાદ પૈસો તો જરૂર મળે." તેની તો તેને શ્રધ્ધા હતી.

અંધકારના ઓળામાં કોઈ માણસ તેને ભટકાયો. તે ગબડી પડી. પેલો માણસ પણ ગબડી પડયો છતાં તરત

ઊભો થઇ ગયો. અત્યાર સુધી રાધારાણીએ રૂદનને દાબી રાખ્યું હતું. હડફટમાં આવવાથી તેને જબરી ઈજા થવાથી લાગણીઓનો આવેશ વધી ગયો. તિક્ષ્ણ ચીસ પાડીને તે છાતીફાટ રોવા લાગી.

પેલા માણસે પૂછ્યું. 'બાઇ! તું કોણ છો? તને બહુ વાગ્યુ તો નથીને?

અવાજ ઉપરથી રાધારાણી સમજી કે પૂછનાર પુરુષ છે. સ્ત્રી નથી, તે છાની રહી. પ્રશ્ન કરનાર તેનો ઓળખીતો છે કે કેમ તેની તો તેને ખબર નહોતી. પરંતુ એમ તો તે માનતી જ હતી કે તે ગમે તે હોય પણ તેના હૃદયમાં દયા તો છે જ. એટલે પ્રશ્નના જવાબમાં તેણે કહ્યું.

સાહેબ હું એક ગરીબ વિધવાની પુત્રી છું. મારી માતા સિવાય સંસારમાં મારે કોઈની ઓથ નથી.

" તું ક્યાં ગઇ હતી" પેલા માણસે પૂછ્યું.

હું રથયાત્રાના મેળામાં ગઇ હતી. અત્યારે ઘરે જઈ રહી છું. પણ અંધારામાં રસ્તો સૂઝતો નથી."

"તારું ઘર ક્યાં આગળ છે?"

શ્રીરામપુરમાં.

" મારી સાથે ચાલ. હું પણ શ્રીરામપુર જ જાઉં છું તારું ઘર કઈ શેરીમાં છે. મને કહે એટલે હું તને તારે ઘેર મૂકી જઇશ. આવ. મારી આંગળી પકડીલે વરસાદને અંગે રસ્તો લપસણો બન્યો છે."

રાધારાણી તેની આંગળી ઝાલીને સાથે ચાલવા લાગી. પેલા માણસને અંધારામાં ખબર નહોતી કે રાધા-

રાણીની ઉમર કેટલી હશે ? તે એમ વિચારતો હતો કે કોઇ નાની છોકરી હશે. પરંતુ તેના હાથ ઉપરથી તેને લાગ્યું કે આ કાંઇ નાની બાળકી નથી !

" તને કેટલાં વરસ થયા ? "

" આશરે દસ અગિયાર વરસ. "

" તારું નામ શું " ?

" રાધારાણી "

"વારુ. રાધારાણી, તું એકલી રથયાત્રાના મેળામાં કેમ ગઇ હતી " ?

આ પ્રમાણે સહાનુભૂતિથી તે રાધારાણીની સઘળી પરિસ્થિતિથી વાકેફ થયો. વાતમાં ને વાતમાં તે જાણી શકયો કે આ છોકરી કાંઈ મેળા જોવા અહિં સુધી આવી નહોતી; પરંતુ અશક્ત રોગી માતાની દવામાં વાપરવા માટે ફૂલની માલા વેચીને બે ચાર પૈસા રળવા આવી હતી. ઓચિંતો વરસાદ પડવાથી અને માણસો વિખરાઈ જવાથી તેની માલાનો કોઇ ઘરાક મળ્યો નહિ. માલાઓ તેણે હજી પણ જાળવી રાખી છે અને તૂટેલી આશાએ તે ઘરે જાય છે. આ પ્રમાણે તેની સઘળી હકિકત જાણ્યા પછી પેલા માણસે કહ્યું.

" વારું તું માળા વેચવા ગઈ હતી. અને હું માળા લેવા ગયો હતો પરંતુ એવો વરસાદ આવ્યો કે બધાંય નાસભાગ કરવા લાગ્યા. હું પણ ચાલી નીકળ્યો. મારે ત્યાં ઠાકોરજી બીરાજે છે. તેના માટે મારે માલા લેવી છે. તારે વેચવી હોય તો મને આપ. મારે જોઈએ છે. "

આ વાતથી રાધારાણીનું કરમાયેલું મુખારવિંદ નાચી ઊઠયું. તે આનંદમગ્ન બની, પરંતુ તેને વિચાર થયો. " જે માણસ મારી ઉપર દયા વરસાવી મને ઠેઠ ઘર સુધી મૂકવા આવે છે તેની આગળથી તે વળી માલાનાં મૂલ્ય હોય ? પણ પૈસા વગર ચાલે તેમેય નથી. વગર મૂડીએ માતાની દવા કેમ કરીશ ?

આમ વિચાર કરી મહા મહેનતે સાચવેલી માલાઓ તેણે પેલા માણસને આપી. " બે માલાની કિંમત દરેકના બે પૈસા લેખે ચાર પૈસા થયા. લો ! એમ કહીને આ માણસે તેના હાથમાં પૈસા આપ્યા."

"રાધારાણીએ પૈસાને ફેરવીને જોયા કર્યું ! શું આ પૈસા છે ? મને બહુ મોટા લાગે છે."

પેલા માણસે કહ્યું. " અરે બેવડીયા પૈસા છે. જોને એટલે તો મેં બે જ આપ્યાં છે."

અરે ! પણ આ પૈસા તો નવાઈના ! અંધારામાં ય તેનો ચળકાટ જબરો ! ભલા માણસ ! ભૂલથી તમે રૂપિયાતો નથી આપ્યા ને ?

" નહિ, નહિ, નવા પૈસા હશે. એટલે જ ચમકે છે ને" !

રાધારાણીને હજી પણ વિશ્વાસ બેઠો નહિ. તેણે કહ્યું " જે હોય તે, ભલે ! આપતો મારે ઘેર જ આવો છો ને ? ત્યાં જઈ દીવો કરીને જોઈશ. રૂપિયા હશે તો આપને પાછા આપીશ, પણ આપને જરા બેસવું પડશે."

થોડા જ વખતમાં બન્ને જણ રાધારાણીની ઝુંપડી પાસે આવી પહોંચ્યા. ઘરમાં જતાં જ તે બોલી ઊઠી

"આપ અંદર પધારો. હું દીવો કરીને જોઉં કે રૂપિયા તો નથી ને?"

હું અહિં ઊભો છું ને? શું ઉતાવળ છે? પહેલાં તું ભીના કપડા તો બદલ, પછી દીવો કરજે.

"બદલવાના કપડાંજ કયાં છે? એક ઓઢણી છે તે તો પહેલેથી જ પલળેલી છે. ખારા પાણીમાં બોળેલી એ પડી. હું તો આને જ નીચોવી પહેરી લઈશ. મને કયારેય તાવ આવ્યો નથી અને પથારીવશ બની નથી. જરા બેસોને. હમણાં જ દીવો પેટાવું છું."

દીવામાં દિવેલ જ નહોતું. થોડું સુકું ઘાસ સળગાવીને રાધારાણીએ જોયું કે તેના હાથમાં પૈસા નહોતા. પરંતુ ખરેખર રૂપિયા હતા. ખાત્રી થતાં જ પાછા આપવા તે બહાર આવી. ત્યાં જઇને જોયું તો આપનાર માણસનું ઠેકાણું નહોતું. તે તો ચાલ્યો ગયો હતો.

તેણે વિચાર કર્યો! "મને દિવો સળગાવતાં ય કેટલી વાર થઈ. તેઓ પાણીમાં ભીંજાતા કયાં સુધી ઉભા રહે! ચાલ્યા ગયા. ગમે તો હોય. માને તે કહેવા દે. જોઉં તો ખરી કે તે શું કહે છે?

ઉદાસ મને તે ઘરમાં આવી અને માની આગળ બેસીને પહેલેથી છેલ્લે સુધી બધી વાત કહી અને કહ્યું "મા. હવે શું કરવું?"

"કરવાનું શું દિકરી? તું શું એમ માને છે કે પૈસાને બદલે ભૂલમાં જ તેણે તને રૂપિઆ આપ્યા છે? નહિ. તે જરૂર કોઈ દયાળુ સજ્જન હશે. આપણું દુઃખ જાણીને

તેના હૃદયમાં દયાના ઝરા ફૂટયા હશે. અને દાન રૂપે રૂપિયા આપીને છાનામાના ચાલ્યા ગયા હશે. આપણે જે સ્થિતિમાં છીએ તેમાં તો ભીખના પૈસા વગર કામેય કયાંથી ચાલે ? તું બધાય સંકલ્પ વિકલ્પ છોડી દે".

મા દિકરી વચ્ચે આ પ્રમાણે વાત થતી હતી, એજ વખતે કોઈ એ આવીને તેનાં બારણા ખખડાવ્યા અને જોરથી બૂમ મારી. રાધારાણીએ તરત જ કમાડ ઊઘાડયાં. તેને તો એમ જ હતું કે કદાચ પેલા સજ્જન જ પાછા આવ્યા હશે. તેને પોતાની ભૂલ સમજાણી હશે. પરંતુ કમાડ ઊઘાડતાં જ ને મનોગત બોલી ઊઠી, "નહિ. તે તો નથી. આતો કાળમૂખો પદ્મલોચન છે ? આ ટાણે મૂઓ અહિં કયાં આવ્યો."

રાધારાણીની માતાની આ ઝુંપડી શ્રીરામપુરની બજારની લગોલગજ હતી. આ જ બજારમાં પદ્મલોચન શાહ નામનો એક વેપારી રહેતો હતો. એ જ આવ્યો હતો. એના હાથમાં શાંતિપૂરી સાડીનો એક કિંમતી જોટો હતો. કમાડ ખૂલતાં જ તેણે હાથ લંબાવીને સાડી આપતાં કહ્યું ?" " આ સાડી રાધારાણી સારુ છે."

રાધારાણીએ ચમકીને કહ્યું. "અરે મારી સાડી કેવી " ?

તેની વાત સાંભળીને પદ્મલોચનને કુતૂહલ થયું. તેણે કહ્યું. " કેમ ? હમણાં જ મારી દુકાને આવીને એક ગૃહસ્થે સાડીઓ ખરીદી છે. જતાં પહેલાં મને કહેતા ગયા છે કે આ સાડીઓ રાધારાણીને ઘેર મોકલાવી દેજે. કારણ કે મારે હજી બીજું કામ છે. "

હવે રાધારાણીને સમજણ પડી કે આ કપડાં પણ પેલા દયાળુ સજ્જને મોકલાવ્યાં છે.

" કેમ પદ્મલોચન તું તેને ઓળખે છે ? "

રાધારાણીના પિતા હૈયાત હતા ત્યારથી જ આ કુટુંબ સાથે પદ્મલોચનને સારો પરીચય હતો. જ્યારે આ કુટુંબનો દિનમાન સારો હતો ત્યારે તે કેટલીય વાર ફક્ત ચાર રૂપિયાની ચીજના આઠ રૂપીયા બાર આના સોગંદ ઉપર બતાવી નફાના બે આના ઉપરિયામણના ગણાવી તે પ્રમાણે તે લઈ ચૂક્યો હતો.

રાધારાણીએ પૂછવાથી તેને પદ્મલોચને કહ્યું.

" કેમ તું નથી ઓળખતી ? "

" નહિ "

" એમ ! મારા મનમાં તો એમ કે શેઠજી તારા કોઈ ઓળખીતા હશે ! મને બીજી શું ખબર હોય ? ગમે તે હોય, પદ્મલોચનને અત્યારે બીજી વાતો કરવાની નવરાશ ક્યાં હતી ? એને તો એક વાર ફરીથી ચાર રૂપિયાની ચીજના આઠ રૂપિયા સાડા ચૌદ આના મળ્યા હતા. નકામો સમય વ્યય કરે તેવો તે નહોતો જ. એ તો કપડા સોંપીને તેને રસ્તે પડ્યો.

આ તરફ રાધારાણીએ મેળવેલા રૂપિયામાંથી એક રૂપિયો વટાવી તેમાંથી છૂટક છૂટક સામાન લીધો. દિવેલ લાવી દીવો કર્યો. મા માટે દવા દારૂની ગોઠવણ કરી. માતાને જમવા ટાણે તે ઘર વાળવા લાગી તો તેને જમીન ઉપર એક કાગળ દેખાયો. તેને લઈને તેણે જોયો. માતાની પાસે

જઇને તેણે કહ્યું. " મા આ શું છે ? આ નોટ ! અહિં ક્યાંથી? પેલા સજ્જન અહિં આવ્યા હતા તેના ગજવામાંથી તો નહિ સરી પડી હોય ? "

" દિકરી એ તો તને આપી ગયા છે." નોટ હાથમાં લઇને તેની માએ આડી અવળી ફેરવીને તપાસી અને કહ્યું. જો આમાં તો તારું નામ પણ લખ્યું છે."

રાધારાણી ભણેલ ગણેલ હતી. એણેય દિવાને અજવાળે નોટને જોઈ. ખરેખર નોટ ઉપર તેનું નામ લખ્યું હતું. તેણે તેની માતાને કહ્યું " પણ મા એ છે કોણ ? "

માતાએ પૂનઃ નોટને હાથમાં લઈ અજવાળે જઇને જોયું અને બોલી, " નોટ પર તો એનુય નામ છે ને શું ? વખત છેને આ આ નોટની ચોરીનું કોઇ આપણા ઉપર આળ મૂકે એ માટે તો તેણે નોટ ઉપર પોતાની સહી પણ કરી છે. જોને તેનું નામ રુકિમણીકુમાર રોય છે.

બીજે દિવસે મા દિકરીએ આ નામના માણસની બહુ તપાસ કરી. પરંતુ તેનું ઠેકાણું કયાંયથી મળ્યું નહિ. શ્રીરામપુર અથવા તેની આસપાસ કોઇ ઠેકાણે રુકિમણીકુમાર રોય નામના માણસનું નામ ઠામ માલમ ન જ પડ્યું.

નોટને તેઓએ અકબંધ સાચવીને મૂકી રાખી. તે ગરીબ હોવા છતાં લોભી તો નહોતી જ.

[ ૨ ]

રાધારાણીની મા માંદગીમાંથી ઊભી થઇ. ઇશ્વરેચ્છાથી તેના ઓસડનો પ્રબંધ પણ થઈ ગયો હતો. પરંતુ રોગ તેને એમ છોડે એવો નહોતો જ. ફરી તાવમાં તે પટકાઈ પડી. આ વખતે તો રોજ રોજ તાવની માત્રા વધતી જ ગઈ. ઓછો થવાના તો ચિન્હો જ નહોતાં દેખાતાં. એક દિવસ એવો હતો કે જ્યારે તે મોટા ઘરની મહારાણી હતી. પરંતુ અત્યારે તો તે ગરીબીની એ હાલ ગર્તામાં પડી હતી. તેમાંય શારિરિક અને માનસીક વેદનાઓએ તો તેની બીમારીને બેહદ કષ્ટપ્રદ બનાવી મૂકી હતી. આમ કરતાં કરતાં તેના જીવનની અંતિમ પળો ગણાવા લાગી.

એની તૂટતી જીવા દોરીને કપરા સમયે કામાખ્યાનાથ વકિલ આવ્યા. તેની માર્ફતજ સરકારમાં કેસ લઢાતો હતો. આવતાં વેંત જ તેણે કહ્યું. " પ્રીવી કાઉન્સિલમાં આપણને ન્યાય મળ્યો છે. તમારી સ્થાવર જંગમ મિલ્કત જે હોય તે તમારે હવાલે થશે. દંડની રકમ જે ભરી છે તે પણ પાછી મળશે. આ ઉપરાંત કચેરીનો દરેક ખર્ચ સામા પક્ષ પાસેથી તમને આપવાનો પણ હુકમ થઇ ચૂકયો છે."

મૃત્યુની ગોદમાં સૂતેલી વૃદ્ધ સ્ત્રીએ આ સમાચાર સાંભળ્યા. તેની આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી. થોડાક વખત પછી તેણે આંખો લૂંછતાં લૂંછતાં કહ્યું. " બળી ગયેલો અગ્નિ તેલ રેડવાથી થોડો સળગવાનો હતો? તમે લાવેલા શુભ સમાચારથી પણ હું મોતના પંજામાંથી છૂટી શકું તેમ તો નથી જ, મારી જીવાદોરી તૂટી રહી છે. મને હવે એટલો સંતોષ થાય કે રાધારાણી હવે ક્ષુધાગ્નિનો ભોગ ન બને તો સારું, પણ કયા ઓથ તળે આવી આશા પણ રાખી શકું? હજી તો તે અણ-સમજુ છોકરી છે. એની આ અખૂટ દોલતની સંભાળ કોણ લેશે? મને તો ફક્ત આપની ઉપર વિશ્વાસ બેસે છે. મારા જીવનની આખર ઘડીની અંતિમ વિનંતી આપ સ્વિકારશો? આપની સિવાય મારું દિલ અન્ય ક્યાંય ઠરતું નથી."

વકીલ કામાખ્યાનાથ પાપભીરુ પુરુષ હતા; અને રાધારાણીના પિતાના ગાઢ મિત્ર હતાં. રાધારાણીની માતા વિપત્તીઓમાં ઘેરાવા લાગી અને ધન હારી બેઠી ત્યારે તેણે કહ્યું હતું. "જ્યાં સુધી કેસનો અંતિમ નિર્ણય ન થાય ત્યાંસુધી તમે મારા ઘેર બે ફિકર રહો. તમને મારી માતાની માફક હું સાચવીશ." પરંતુ રાધારાણીની માતાએ તેના વિચારને અનુમોદન ન આપ્યું. ત્યાં જઇ તેને માથે પડવું તે તેને ગળે ન ઊતર્યું. પછી કામાખ્યાનાથ તેને દર મહિને કંઈક સહાય કરવાની તજવીજ કરવા લાગ્યા. પરંતુ રાધારાણીની માતાએ કહ્યું. " હું સાવ ખાલી નથી. ટાણું સચવાય છે. મુશ્કેલીમાં આપતો છો જ. તમને નહિ કહું

તો કોને કહીશ. ?" આ પ્રમાણે વાત ફેરવીને તેણે મળતી સહાયનો અસ્વિકાર કર્યો હતો. રુક્મિણીકુમારનું જે દાન આ કુટુંબે સ્વિકાર કર્યું હતું તે પહેલું અને છેલ્લું હતું.

આ કુટુંબની દુઃખદ પરિસ્થિતિથી વકીલ કામાખ્યાનાથ પરિચિત હોવા છતાં આજે નિહાળેલી આ કુટુંબની હાલત તો હૃદયભેદક લાગી. તેના હૃદયમાં દયાના નિર્મળ ઝરણાં ફૂટી નીકળ્યાં. હાથ જોડીને રાધારાણીની માતા ગદ્‌ગદ્‌ કંઠે પ્રાર્થના કરતી હતી. તેના લાગણીવિવશ ઉદ્‌ગારો શ્રવણ કરતાં કામાખ્યાનાથની આંખોમાંથી આંસુની નદી વહેવા લાગી, " માતા તમે હાથ જોડીને મને અપરાધી ન બનાવો. મને જે આજ્ઞા કરો તેનું પાલન કરવા હું બંધાઉ છું " કહો આપની શી આજ્ઞા છે. કામાખ્યાનાથે કહ્યું.

" હું તો વિદાય લઉં છું. રાધારાણી છે. કચેરીમાંથી વિજય મળવાથી તેને અંગે આવતી લક્ષ્મીની તે એકજ વારસદાર છે. તમે તેના પાલક બની તમારી જ પુત્રી સમજીને તેના લાડ કોડ પોષો એવી મારી અંતિમ પ્રાર્થના છે. મારી આ વિનંતી આપ સ્વિકારશો તો મૃત્યુને હું સુખેથી ભેટીશ."

" તમારી સાનિધ્યમાં હું સોગન પૂર્વક કહું છું કે મારી પોતાની પુત્રી કરતાં રાધારાણીને અધિક પ્રેમથી સાચવીશ. મારી વાતમાં ભરોસો રાખો. ઇશ્વરેચ્છાથી મારી પ્રતિજ્ઞા ચોક્કસ ફલિત થશે."

રાધારાણીની માતાએ જોયું કે આવી વાતો કરતાં કરતાં કામાખ્યાનાથની આંખોમાં આંસુ ઉભરાતાં હતાં. તેની વાતમાં તેને સંપૂર્ણ વિશ્વાસ બેઠો. તે વૃધ્ધ માતાના

સુકા અધર ઉપર આનંદની આછી રેખાનું પ્રતિબિમ્બ પડયું. પ્રસન્ન મુખમુદ્રા મૃત્યુની વેળા સૂચવે છે, પરલોકને-પંથે ઝડપથી કૂચ કરતી આ વૃધ્ધ સ્ત્રી થોડા દિવસની મેમાન છે, તેમ સમજતા કામાખ્યાનાથને વાર ન લાગી.

ખૂબ નરમાશાથી કામાખ્યાનાથે કહ્યું. "હવે આપ મારા ઘરને પાવન કરો. ત્યાંજ આરામ કરો. આપની લક્ષ્મી આપને સ્વાધીન કરવામાં આવે ત્યારે પૂનઃ આ આવાસે પધારશો."

રાધારાણીની માતા સ્વાભિમાની હતી. તેના સમસ્ત જીવનમાં તેણે કયારેય કોઈ પાસે હાથ લંબાવ્યો ન હતો. તેને જરૂર પણ ન હતી. અમાપ સંકટના સાગર વચ્ચે તેની જીવનનૌકા ડૂબવા લાગી છતાંએ કોઇનો આશરો મેળવવાના વિચારને તે તેના હૃદયમાં નહોતી પ્રવેશવા દેતી. ઓચિંતા ધનમાલ લૂંટાઈ જતાં તે ગરીબ બની. તેની ગરીબીમાં કામાખ્યાનાથને ત્યાં જતાં અને તેના રોટલાની ભાગીદાર બનતાં તેનું સ્વાભિમાન ઘવાતું હતું. પરંતુ હવે તો તે અખૂટ લક્ષ્મીની માલિકણ છે તે વિચાર તેના હૃદયમાં પ્રવેશતાં જ ગરીબીમાંથી જન્મેલા તેના સ્વાભિમાની વિચારો ઓગળી ગયા. એટલા જ માટે કામાખ્યાનાથનો પ્રસ્તાવ આજ તેણે સહર્ષ સ્વિકાર્યો. તે રાધારાણી તથા તેની માતાને પોતાને ત્યાં લઈ ગયા, અને અત્યંત પ્રેમથી તેઓને સત્કાર્યાં. તેને જરાય કષ્ટ ન પડે તે માટે તેનું હૃદય સતત્ જાગ્રત રહેતું.

રોગીની સુશ્રુષામાં તેણે જરાય કહેવા જેવું રાખ્યું ન હતું. નિષ્ણાત વૈદ ડોકટરોને બોલાવીને તેણે નિદાન કરાવ્યું.

પરંતુ માંદગીમાંથી તે ઊભી થઇ શકે તેમ ન લાગ્યું. વધતી જતી માંદગી મૃત્યુના દુતોને તેડી લાવી અને રાધારાણીની માતાની મૃત્યુની અંતિમ ઘડી આવી પહોંચી. ચિંતામાંથી મુક્ત થઈ તે પ્રસન્ન વદને મૃત્યુના ખોળામાં પોઢી ગઇ.

યોગ્ય વખતે કચેરી દ્વારા કામાખ્યાનાથે રાધારાણીને તેની વારસાની મિલ્કતનો ખરીતો અપાવ્યો. પરંતુ રાધારાણી હજી અણુસમજુ બાલિકા હતી. એટલે તેને તેણે પોતાને ઘેર જ રાખી.

જીલ્લાના કલેકટર સાહેબ રાધારાણીની સગીરાવસ્થા લક્ષમાં લઇને તેની વારસા સંપત્તિ ‘ કોર્ટ ઓફ વોર્ડ ’ ને હસ્તક રાખવા ઇચ્છતા હતા. પરંતુ કામાખ્યાનાથના અનુભવી મગજમાં એમ ઊતર્યું કે પરાઈ લક્ષ્મીની સુંદર વ્યવસ્થા અને પ્રબંધ સરકારી નોકરો સરળ રીતે નહિ કરી શકે. કાર્યની સરળતા કરતાં અડચણ વધી જશે. એટલે મહેનત કરીને ‘ કોર્ટ ઓફ વોર્ડ ’ ના હસ્તક રાધારાણીની મિલ્કત જતાં તેણે અટકાવી. અને ખૂદ કામાખ્યાનાથની સીધી દેખરેખ તળે રાધારાણીની વારસા સંપત્તિ સોંપાણી.

હજી રાધારાણીની સગાઇ થઇ નથી. કામાખ્યાનાથ તો નૂતન વિચારે રંગાયેલા પુરુષ હતા. રૂઢીના બંધનોના તે કટ્ટર શત્રુ હતા. બાળલગ્નની પ્રણાલિકાના પાકા દુશ્મન તરીકે તે પ્રસિદ્ધ હતા. તેણે વિચાર્યું કે રાધારાણીને હમણાં તો લગ્નના બંધનમાં નાખવીજ નથી. તેને નાત બહાર મૂકે તેમ કહેવા વાળુ પણ તેને કોઈ મોજૂદ હોય તેમ ન

લાગ્યું. રૂઢીનું શસ્ત્ર ગરીબો સામે જ ઉગામાય છે તેમ તેને ખબર હતી. દશ વર્ષની નાની છોકરી કુંવારી રહી જાય તો તેના પ્રત્યે લોકો આંગળી ચીંધે છે તેમ તેણે ગરીબોની દુનિયામાં પ્રવેશીને નજરો નજર નિહાળ્યું હતું. જેને કશી લેવા દેવા ન હોય એવા લોકોય ગરીબોના આવા કિસ્સામાં સાન ભાન ભૂલીને તરેહ તરેહની કલ્પિત વાતો વહેતી મૂકી માનવધર્મ ચૂકે છે. પરંતુ રાધારાણી તો અપાર દોલતની એક માત્ર માલિકણ છે. તેની સામે આંગળી ચિંધવાનું કોણ સાહસ કરે? તે ભલે વિદ્યાભ્યાસમાં નિમગ્ન રહે અને તેનું શિક્ષણ પુરું થયા પછી તેના ઇચ્છીત પુરુષ સાથે તે લગ્ન ગ્રંથીથી જોડાય. હમણાં તો તેની લગ્ન જેટલી ઉમર પણ નથી. આવા વિચારો કામાખ્યાનાથની મનોભૂમિમાં રમ્યા કરતા.

કામાખ્યાનાથ અડગ નિશ્ચયી પુરુષ હતા. કાચા અને અધૂરા વિચારોને તે હંમેશાં ફેંકી દેતા. ખૂબ વિચારીને યોગ્ય અયોગ્યની ચકાસણી કર્યા પછી જ તે નિશ્ચય કરતા. અને એ નિશ્ચયને મકકમતાથી વળગી રહેતા. તેના નિર્ણયને અનુલક્ષિને તેણે રાધારાણીના વિવાહની કશી યોજના તૈયાર ન કરી, અને તે યોગ્ય શિક્ષણ અને સંસ્કાર મેળવે તે બાબતમાં તે હંમેશાં લક્ષ રાખવા લાગ્યા.

[ ૩ ]

પાંચ વર્ષનાં વહાણાં વાયા. રાધારાણી પણ હવે સોળ વર્ષની સર્વાંગ સુંદર અપ્સરા જેવી દેખાવા લાગી. પરંતુ તે હવે ઘણોખરો વખત ઘરની અંદર રહેવા લાગી. તેના અદ્વિતિય રૂપની ઝાંખી ભાગ્યે જ થતી. તેની ઉમર પણ હવે લગ્ન લાયક ગણી શકાય. તેના હિતચિંતક કામાખ્યાનાથ ઇચ્છતા હતા કે તેની ઇચ્છા જાણ્યા પછી તેને અનુકૂળ પતિ સાથે તેનાં લગ્ન કરી આપવાં. પરંતુ આ વિષયમાં તેના પોતાથી રાધારાણીને સીધુ કેમ પૂછી શકાય? રાધારાણીની માનસ સૃષ્ટિમાં કયા પુરુષનું સ્થાન છે તે જાણી લેવા માટે તેણે તેની પુત્રી વસંતકુમારીને બોલાવી.

વસંતકુમારી રાધારાણીની ખાસ બહેનપણી હતી. બન્ને વચ્ચે ગાઢ મૈત્રી જામી હતી. સરખી ઉમર અને એકસરખા સ્વભાવથી બન્નેના હૃદય ઐક્ય અનુભવતા હતા.કામાખ્યાનાથે તેને બોલાવીને પોતાની મતલબથી તેને સંપૂર્ણ વાકેફ કરી.

વસંતકુમારી સલજ્જ ભાવે પિતા આગળ ઊભી રહી. શરમનું લાલીમિશ્રિત હાસ્ય તેના મોં ઉપર ફરકી ઊઠયું. તેના મુખની રેખા ઉપરથી કામાખ્યાનાથ સમજ્યા કે પુત્રી કંઈક કહેવા માગે છે. તેથી તેણે કહ્યું: " તારે કંઈ કહેવું છે? જરાય શરમાયા સિવાય નિઃસંકોચ તારે જે કહેવું હોય તે કહે."

" રુકિમણીકુમાર નામના કોઈ પુરુષને આપ ઓળખો છો ?" તેણે કહ્યું.

કામાખ્યાનાથના મુખ ઉપર આશ્ચર્યની રેખાઓ દેખાવા લાગી. અને કહ્યું: " નહિ. એ નામની કોઈ વ્યક્તિને હું નથી જાણતો. પરંતુ તું આ વાત શાથી પૂછે છે ? "

" રુકિમણીકુમાર સિવાય અન્ય પુરુષનો રાધારાણી પતિ તરીકે સ્વીકાર નહિ કરે."

આ શું ? અજાણ્યા પુરુષ સાથે રાધારાણીનો પરિચય ?

વસંતકુમારી શરમની મારી નીચું જોઈ ગઈ. રથયાત્રાના ઉત્સવની સવિસ્તર હકિકત રાધારાણી પાસેથી તેણે શ્રવણ કરી હતી. તેણે ધીરે ધીરે સલજ્જ ભાવે પિતા પાસે સર્વ હકિકત રજૂ કરી. તેની હકીકત સાંભળીને કામાખ્યાનાથે રુકમણીકુમારની પ્રશંસા કરી, અને કહ્યું: " તું રાધારાણીને સમજાવીને કહેજે કે તે ખોટા ભ્રમમાં પડી છે. ઉપકારના બદલામાં ઉપકાર કરનારને જીવનસાથી બનાવીને જ આભાર પ્રદર્શિત કરી શકાય તેવું બંધન ન હોઈ શકે. યોગ્ય સમયે રુકિમણીકુમારના ઉપકારનો બદલો રાધારાણી પણ સામા ઉપકારથી વાળી આપે તે ઈષ્ટ છે.પણ ઉપકાર માનવાનો અર્થ એવો નથી કે તેને હૃદયદાન આપી દેવું. રુકિમણીકુમારે રાધારાણીને ઉપકૃત કરી છે એ ખરું છે. પણ એટલા માટે રાધારાણીને પોતાની અર્ધાંગના બનાવવાનો તેને નૈતિક હક મળી ગયો છે તેમ ન માની શકાય. આ ઉપરાંત રુકિમણીકુમારની જ્ઞાતિ, વંશ ઉમર વગેરેની કોઈને માહિતી નથી. એ પણ બને કે તે કોઈ પત્નીનો પતિ પણ હોય; બાળકોનો પિતા પણ હોય, આ પરિસ્થિતિ વચ્ચે રાધારાણીના વિવાહ રુકિમણીકુમાર

સાથે અસંભવિત લાગે છે."

પિતાજી, રુક્મિણીકુમાર સાથે લગ્ન થશે એવી કોઈ શકયતા જ નથી. રાધારાણી ખુદ આ વાત જાણે છે અને સમજે છે. પરંતુ તેજ રાત્રે જે રાત્રે—રુક્મિણીકુમાર સૌથી પ્રથમ ગરીબ—માળા વેચનારી—રાધારાણીને મળ્યા—તે દિવસથી જ તે તેનું દિલ તેને અર્પણ કરી ચૂકી છે. અને તેના હૃદયમાં રુક્મિણીકુમારની તેજમૂર્તિ નિરંતર રમ્યા કરે છે. જે ભક્તિભાવથી લોકો ઇષ્ટ દેવતાઓની સેવા પૂજા કરે છે. તેવાજ ભાવથી તેના હૃદયમંદિરમાં બિરાજેલા તેના આરાધ્ય દેવ રુક્મિણી-કુમારની તે પૂજા કરે છે. આપણે આંગણે આવ્યે તેને પૂરા પાંચ વર્ષ થયાં. એ પાંચ વર્ષનો એક પણ દિવસ એવો નથી ગયો કે જે દિવસે તેણે રુક્મિણીકુમારનું ચિંતન ન કર્યું હોય. એટલેજ રુક્મિણીકુમાર સિવાય અન્ય કોઇ પુરુષને ગળે રાધારાણીને બાંધવામાં આવશે તો તેનું જીવન સળગી ઊઠશે.

કામાખ્યાનાથે મનોગત્ વિચાર કર્યો કે આ એક ઘેલછા છે. તેનો સરસ ઉપાય યોજવો જોઇએ. જુવાન છોકરીઓ ઘણી વખત આવા ખોટા વિચાર કરે છે. અને અમુક જ પુરુષને પરણવાની પ્રતિજ્ઞા લઈ બેસે છે. ગમે તેમ પણ સૌથી પ્રથમ રુક્મિણીકુમારનું ઠામઠેકાણું મેળવવું જરૂરી છે.

આ પ્રકારે નિર્ણય કરીને કામાખ્યાનાથ રુક્મિણીકુમાર રોયની તપાસમાં કૃતનિશ્ચયી બન્યા. ખુદ પોતેજ કલકત્તામાં તેની તપાસ કરવા લાગ્યા. તેના મિત્રોનેય રુક્મિણકુમારને શોધી કાઢવાનું સૂચન કરવા લાગ્યા. જે જે સ્થળે તેના

મિત્રો રહેતા હતા તે દરેક સ્થળે રુક્મિણીકુમારની તપાસ થવા લાગી. પોતાના બહારના સ્નેહીમિત્રોને પણ તેની શોધ કરવાના પત્રો પાઠવ્યા. અખબારોમાં જાહેરખબરો પ્રસિદ્ધ કરાવી. એક પત્રમાં છપાયેલી જાહેરખબરનો નમૂનો આ રહ્યો.

રા. રુક્મિણુકુમાર રોય. આપ કૃપા કરીને મને મળો. આપની મુલાકાત અત્યંત જરૂરી છે. મારી મુલાકાતથી આપને નુકશાન નહિજ થાય. ઉલટી લાભદાયક બીના બને તો આશ્ચર્ય નહિ.

ઠેકાણું સહી.

આમ કરવા છતાં રુક્મિણીકુમારની શોધ સફળ ન થઈ. દિવસ, માસ, કરતાં વર્ષ પસાર થયું. પરંતુ રુક્મિણી-કુમાર ન જ મળ્યા.

આ પ્રસંગ પછી રાધારાણીને શીરે નવી આપત્તિ આવી પડી. ઓચિંતા કામાખ્યાનાથ બિમાર પડ્યા અને પરલોકની યાત્રાએ સિધાવ્યા. તેથી રાધારાણીને દિલગીરીની હદ નહોતી. તેનું હૃદય શોક વિહ્વળ બન્યું. પિતા સ્વર્ગે સંચરે અને જે દુઃખ થાય તેવુંજ દુઃખ તેને થયું. કામાખ્યા-નાથનું ક્રિયાકાંડ પતી ગયા પછી રાધારાણી તેના પિતાના મકાનમાં રહેવા ગઈ અને જરજમીનનો યોગ્ય વહિવટ કરવા લાગી. કામાખ્યાનાથના અનુભવી કારભાર નીચે તેની મિલ્કતમાં પણ ઘણો વધારો થયો હતો.

જમીનનો વહિવટ હાથમાં લેતાં જ રાધારાણીએ પ્રથમ કાર્ય એ કર્યું કે તેણે બે લાખ રૂપિયા સરકારમાં મોકલાવ્યા અને એવા આશયની દરખાસ્ત મૂકી કે " આ રકમમાંથી નિરાશ્રિત, પરાજીત અને કંગાળ સ્ત્રી પુરુષોને માટે એક

અનાથાશ્રમ ખોલવામાં આવે અને તેનું નામ રુકિમણી-કુમારપ્રાસાદ રાખવામાં આવે."

સરકારી અધિકારીઓને અને કાર્યકર્તાઓને આ આશ્રમના નામાભિધાનથી અત્યંત આશ્ચર્ય થયું. પરંતુ આ વિષયમાં તેઓ મોં ખોલી શકે તેમ હતું જ નહિ. દાન-કર્ત્તાની ઇચ્છા હોય તે નામ રહી શકે. તેમાં બીજાને શું?

દાનની રોકડ રકમ સાથે આ અનાથાશ્રમ બાંધવા માટે વિશાળ જમીન પણ આપી હતી. થોડા દિવસમાં મકાન તૈયાર થયું. અને આશ્રમની સ્થાપના કરવામાં આવી.

રાધારાણીની માતાએ પોતાની સમસ્ત મિલ્કત હારી બેઠા પછી પોતાના ગામનો ત્યાગ કર્યો હતો. શ્રીરામપૂરમાં જઈને એક નાની ઝૂંપડીમાં તે રહેવા લાગી હતી. ગરીબીના લાંબા દિવસો તેણે બિચારીએ ત્યાંજ ગાળ્યા. સત્તા અને દોલતની વચ્ચે રહેનારા માણસો ઓચિંતા ગરીબીની કરુણ ગર્ત્તામાં સરી પડે છે ત્યારે તેને જૂના ગામ અગર શહેરમાં રહેવું અશક્ય થઈ જાય છે. જેની મીઠી નજરમાં પોતે ધન્ય માનતાં હોય એવા લોકોય તેનો ઉપહાસ કરે છે. એવાજ કારણોથી રાધારાણીની માતાએ પોતાનું ગામ તજ્યુ અને પરગામમાં રહી. પહેલા જે ગામમાં તેનું રાજના બંગલા જેવું વિશાળ મકાન હતું તે ગામનું નામ રાજપુર હતું. હવે તો રાધારાણી રાજપુરમાં જ પોતાના આલિશાન બંગલામાં રહે છે. તેણે અનાથાશ્રમને માટે જે જમીન બક્ષી હતી તે તેના બંગલાની બરોબર સામે જ હતી. ત્યાંજ અનાથાશ્રમ બંધાયું. દૂરદૂરના પ્રદેશમાંથી ગરીબ પરાજીત, આશ્રયહિન, આબાલવૃદ્ધ સહુને ત્યાં આશ્રય મળતો.

[ ૪ ]

બે વર્ષ પછી એક સજ્જન પુરુષનું આ અનાથાશ્રમમાં આગમન થયું. તેની ઉમર પાંત્રીસથી ચાલીસ વરસની હતી. તેનો દેખાવજ એમ કરી આપે કે તે ધૈર્યવાન ઐશ્વર્યવાન અને ગંભીર પુરુષ છે. 'રુકિમણીકુમાર અનાથાશ્રમ'ના દરવાજે આવીને તે ઊભા રહ્યા અને દરવાજા પર પહેરો ભરતા ભૈયાને તેણે પૂછ્યું "આ મકાન કોનું છે ?"

પહેરેગીરે કહ્યું. "આ મકાન કોઈનું નથી. આ તો અનાથાશ્રમ છે. દિન, પરાજીત અનાથ લોકોનું આ આશ્રયસ્થાન છે. 'રુકિમણીકુમાર' અનાથાશ્રમના નામથી આ મકાન ઓળખાય છે."

આગંતુક સજ્જને કહ્યું. "આ મકાનમાં પ્રવેશ કરીને શું હું નિરિક્ષણ કરી શકું ?"

"જરુર. આપ અંદર જઇને આપની ઇચ્છા મુજબ જોઈ શકો છો. કોઈને જવા આવવાની અહિં મનાય નથી."

તેણે અંદર જઇને ગરીબોને રહેવાની સુવા બેસવાની અને ખાવા પીવાની વગેરે વ્યવસ્થા તપાસી. તેઓએ બહાર આવીને પહેરેગીરને કહ્યું. "અહિંની વ્યવસ્થા નિહાળીને હું ખૂબ હર્ષિત થયો છું. આ અનાથાશ્રમ કોના પરિશ્રમથી ઊભુ થયું છે ? શું આ અનાથાશ્રમના દાતાનું નામ રુકિમણીકુમાર છે ?"

પહેરેગીરે કહ્યું "નહિ. આ અનાથાશ્રમ બનાવવા વાળા તો એક તવંગર ગૃહસ્થી મહિલા છે.

"તો પછી આ અનાથાશ્રમનું નામ 'રુકિમણીકુમાર' અનાથાશ્રમ શી રીતે પડયું ?"

"અમને લોકોને તો તેની કશી માહિતી નથી."

"રુકિમણીકુમાર કોનું નામ છે ?"

"કોઈનું નહિ."

"જેણે આ અનાથાશ્રમ બનાવરાવ્યું તે કયાં રહેછે ? તેનું મકાન કયાં આગળ છે ?"

પહેરેગીરે સામેનો આલીશાન મહેલ બતાવ્યો. રાધારાણી તે મકાનની માલીકન હતી.

"તું જેનું મકાન બતાવે છે તે શું બહાર હરે ફરે છે અને પુરુષોને મુલાકાત આપે છે ? તે ઓઝલમાં રહેવાવાળી રુઢીચુસ્ત સ્ત્રી તો નથીને ? માઠું લગાડવાની જરૂર નથી. આ જમાનામાં તો પ્રખ્યાત ઘરની પણ ઘણી સ્ત્રીઓ નિઃસંકોચ બહાર નિકળે છે અને પુરુષો સાથે બોલવા ચાલવામાં રજપણ સંકોચ અનુભવતી નથી. એટલા માટેજ હું તને કહી રહ્યો છું કે અનાથાશ્રમની માલીકન પુરુષો સાથે વાત કરે છે કે નહિ ?"

પહેરેગીરે કહ્યું "નહિ સાહેબ. અમારા માલીકન એવા નથા. નથી તે પુરુષોની મુલાકાત લેતી તેમ નથી તેની સાથે હળતી મળતી."

આ સંવાદ પછી આગંતુકે તેની સાથે કશી વાતચિત ન કરી. ધીરેથી સરકીને તે ચાલી નીકળ્યા અને રાધારાણીની ગગનચુંબિત હવેલીના ફાટક આગળ તે આવી પહોંચ્યા અને અંદર દાખલ થયા.

[ ૫ ]

તેના પોષાક ઉપરથી આ સજ્જન બંગાળી જમીનદાર જેવા લાગતા હતા. ટાપટિપ રહિત પોષાક હોવા છતાંય તેમાં આકર્પણ જણાય આપતું હતું. તેના જમણા હાથની આંગળીમાં એક વીંટી હતી. વીંટીમાં એક બહુજ મૂલ્યવાન હીરાને જડી લીધો હતો. રાધારાણીના સેવકોએ આવા મૂલ્યવાન હિરાની ઝાંખી પણ પહેલાં ક્યારેય નહોતી કરી. તેની સાથે કોઈ નોકરચાકર પણ નહોતા, જેથી તે લોકો શ્રીમંત આગંતુકની ઓળખાણ પૂછી શકે. તે લોકોએ તો એવું અનુમાન કર્યું કે તેઓ કોઈ ગૃહસ્થ પુરુષ છે. પ્રસંગવશાત્ આવ્યા હશે. તેઓજ તેમનો પરિચય આપશે. પરંતુ તેણે તો પોતાનો જરાપણ પરિચય આપ્યો નહિ. તેમ નોકરવર્ગે પણ તેને પૂછવાનું સાહસ કર્યું નહિ. તેઓ રાધારાણીના કારભારીની સમીપ આવ્યા. અને તેમના હાથમાં એક પત્ર આપીને કહ્યું " આપ કૃપા કરીને આ પત્ર આપના માલીકને પહોંચતો કરીને તેનો પ્રત્યુતર મંગાવી આપો.

કારભારીએ કહ્યું " મારા કોઇ માલિક નથી. હા માલિકન છે. પરંતુ તેની તો ઉમર ઘણી નાની છે તેથી તો તેઓએ નિયમ રાખ્યો છે કે અપરિચિત પુરુષ કોઇ પત્ર

લઇને આપે તો પહેલાં અમારે વાંચી લેવો અને તે પત્ર તેમની પાસે રજૂ કરવા યોગ્ય જણાય તો જ મોકલવો.

આગંતુકે કહ્યું. "આપ ખૂશીથી વાંચો."

કારભારીએ એ પત્ર વાંચ્યો. પત્રમાં નીચે મુજબ લખ્યું હતું.

"વ્હાલી બેન"

જોકે પત્ર લઈ આવનાર પુરુષ છે તો પણ તું તેની સાથે એકાન્તમાં વાતચિત કરી શકે છે. હળીમળી શકે છે. ડરવાની કશી જરૂર નથી. પછી જે કંઈ બને તે લખવાં કૃપા કરજે.

તારી સાહેલી.
વસન્તકુમારી.

કારભારીએ પત્ર જોતાંજ કામાખ્યાનાથની પુત્રીની સહી ઓળખી. તેણે જ ચીઠ્ઠી મોકલી છે તો પછી ચિંતા કરવાનું શું પ્રયોજન છે તેમ મનોગત્ તેણે નક્કી કર્યું. એક સેવિકા દ્વારા તેણે રાધારાણીને પત્ર પહોંચતો કર્યો. થોડા જ વખતમાં તે પાછી આવી અને આ અપરિચિત પુરુષને પોતાની સાથે લઇ ગઇ. તેઓની સાથે અન્ય કોઈ ન ગયું.

દાસીએ તેને એક ખૂબ શૃંગારિક દિવાનખાનામાં બેસાડયાં. રાધારાણીના અતઃપુરમાં દાખલ થનાર આ પુરુષ પ્રથમજ હતાં. તેથી તો ચાકર સ્ત્રીઓના મનમાં કુતુહલ પેદા થાય તે સાહજિક હતું. એક ચાકરસ્ત્રીએ રાધારાણીના ઓરડામાં પ્રવેશ કરીને આગંતુકના આગમનનાં સમાચાર

આપ્યા. ઓરડાના બારણાની તડમાંથી એક દાસી આ આ પુરુષને જોઇ રહી હતી.

તેણે જોયું કે આ પુરુષ ખૂબ ગોરા હતાં. શરીર સુંદર, સુડોળ અને મજબુત હતું. યશસ્વી લલાટ, માથા ઉપર કાળા ભમ્મર જેવા વાંકડીયા કેશ, મોટી મોટી આંખો, પાતળુ લાંબુ મુખારવિંદ, લાંબી નાસિકા, લાલ લાલ અધરો, ઉંચી ગર્દન એ બધું તેણે બારીકાઇથી જોયું. તેના હાથની આંગળીમાં ચમકતી વીંટી ઉપર તેની દૃષ્ટિ ગઇ. અંગુઠીમાં મઢેલો હીરો બહુજ કિંમતી હતો.

રાધારાણી આવી. તેણે દાસીઓને પણ ચાલ્યા જવાની સૂચના કરી. રાધારાણીના આવતાંજ આગંતુકને લાગ્યું કે ઓરડાની અંદર તેજના અંબાર વછૂટયાં. રૂપ અને સૌંદર્યનાં તેજ કિરણો તેની આંખોમાં પ્રતિબિમ્બીત થવા લાગ્યાં.

આવનાર સજ્જનેજ આવા સંજોગોમાં વાતની શરૂઆત કરવી યોગ્ય હતી. પરંતુ તે તો કશું બોલીજ શકયા નહિ. તે તો અતાગ રૂપ સાગરમાં ડૂબકીઓ ખાવા લાગ્યા હતા. તેને મૌન બેઠેલા જોઇને વિવશ બનીને રાધારાણીએ જ વાચા બોલી.

" આપને મારી સાથે એકાંતમાંજ મળવાની કેમ ઇચ્છા થઈ? હું એક સ્ત્રી છું. આવી રીતે તો હું ક્યારેય કોઈ પુરુષને મળી નથી. પરંતુ વસંતકુમારીએ આગ્રહપૂર્વક આપને મળવાની ભલામણ કરી છે એટલે હું આપની એકાંતમાં મળવાની ઇચ્છાને માન આપી શકી છું."

" પરંતુ હું આપને એકાંતમાં મળવા આવ્યો છું એવું કશું નથી."

"આવો પ્રત્યુતર સાંભળીને રાધારાણી શરમાઇ ગઇ. તેણે કહ્યું. આપનું કહેવું બરોબર છે. પરંતુ વસંતકુમારીએ એકાંતમાં મળવાનું જ કેમ લખ્યું તે સમજાતું નથી. સંભવ છે કે આપ કંઇક જાણુતા હો."

હવે આ સજ્જને એક જૂનું સમાચારપત્ર કાઢીને રાધારાણીને બતાવ્યું. રાધારાણીએ તેને જોયું, વાંચ્યું. એ તેજ જાહેરાત હતી કે જે કામાખ્યાનાથે પત્રમાં છપાવી હતી. નીચે તેનું નામ પણ લખ્યું હતું. રાધારાણી ઊભી હતી. જાહેરાત વાંચતા વાંચતા તે મીઠો કંપ અનુભવવા લાગી. હવાથી ડોલતા તાડપત્રની માફક તેની દેહલતા ડોલવા લાગી. પોતાના મેમાનનાં દેવતૂલ્ય સ્વરૂપને નિરાણીને તે વિચારમગ્ન બની. "શું આજ મારા મનમંદિરના આરાધ્ય દેવ? શું આજ મારા રુકિમણીકુમાર? પછી તો તે કશું ન તો વિચારી શકી તેમ નતો મૌન રહી શકી. આપો આપ તેના મૂખમાંથી શબ્દો સરી પડયાં." તો શું રુકિમણીકુમાર રોય આપ પોતેજ?

"નહિ!"

આ શબ્દો સાંભળતાંજ રાધારાણી હોશમાં આવી. અસ્થિરતામાંથી તેણે સ્થિરતા મેળવી. ધીરેથી તે એક મખમલ જડીત સુંદર ખુરસી ઉપર બેઠી. તે હવે ઊભી ન રહી શકી. "નહિ;" સાંભળીને તે હોશમાં તો જરૂર આવી હતી. પરંતુ તેને એમ લાગ્યું કે તેના હૃદયના ટુકડે ટુકડા થઇ રહ્યા છે.

તેના બેસી જવા પછી આગંતુકે કહ્યું. "જો હુંજ રુકિમણીકુમાર હોઉ તો કામાખ્યાનાથને આવી જાહેરાત સમાચાર પત્રોમાં કરવાની જ જરૂરત ન હોય. તેઓ તો મને

સારીરીતે ઓળખતા હતા. પરંતુ જે વખતે આ જાહેરાત પ્રસિદ્ધ થઇ તેજ વખતે એ પત્રમાંથી કાપીને મારી પાસે રાખેલ છે."

"જો આ જાહેરાતને અને આપને કશો સંબંધ જ નથી તો પછી તેને સાચવવાનું પ્રયોજન શું?"

એમજ, એક નાટક. આજથી આઠ દસ વર્ષ પહેલાંની વાત છે. એ દિવસોમાં હું જે તે સ્થળે ફર્યા કરતો હતો. આવી રીતે ફરવાથી લોકો કંઇ જુદુ ન સમજી બેસે તેવા આશયથી હું મારું નામ છૂપાવતો હતો. એક કાલ્પનિક નામ મેં ધારણ કર્યું. અને તે નામ રુક્મિણીકુમાર. પણ આપ આવી રીતે ઉદાસ અને સૂનમૂન કેમ બેઠા છો?" હવે રાધારાણીના કલેજામાં જીવ આવ્યો. આગંતુકે પૂન કહ્યું.

"હું એવા કોઈ પુરુષને નથી જાણતો જેનું રુક્મિણી-કુમાર નામ હોય. મેં જાહેરાત દેખીને વિચાર કર્યો કે આ જાહેરાત દ્વારા મારી તપાસતો નથી થતીને? કારણ કે જે તે લોકોને હું મારું આ નામ છે તેમજ કહ્યા કરતો. એવા વિચારથી જ મેં આ સમાચાર સાચવી રાખ્યા પરંતુ આ બાબતમાં કામાખ્યાનાથને મળીને મારું કાલ્પનિક નામ દર્શાવી તેને કશું પૂછવાનું સાહસ હું ન જ કરી શકયો."

"પછી શું થયું" રાધારાણીએ પૂછ્યું.

પરંતુ કામાખ્યાનાથના વિદેહ થયા પછી તેના પુત્રોએ શ્રાધ્ધાદિક કામોમાં મને આમંત્રણ મોકલ્યું. પરંતુ તે વખતે હું જરૂરી કામમાં રોકાયેલો હતો એટલે તે પ્રસંગે મારાથી ત્યાં ન જઈ શકાયું. એ વખતે હું નહિ જઈ શકયો તે

માટે કદાચ તે લોકોને દુઃખ થયું હશે. આવા વિચારથી આજે હું તેમને મળવા ગયો હતો.

કુતુહલતાથી આ નિવેદન પણ મેં મારી સાથે રાખી લીધું. વાતવાતમાં જ કામાખ્યાનાથના જ્યેષ્ઠ પુત્રને મેં પૂછયું. "આ જાહેરાત શા માટે કરી હતી ?"

"રાધારાણીના કહેવાથી" હું પણ એકાદ રાધારાણીનો પરિચિત છું. એક નાની છોકરી. મેં તો ફક્ત એકજ દિવસ એને નિરખી છે પરંતુ એને ભૂલી નથી શકાતી. તે પોતાની બિમાર માતાની દવા કરવાને માટે ભૂખ વેઠીને જંગલી ફૂલોના હાર બનાવીને વેચવા માટે રથયાત્રાના મેળામાં ગઈ હતી. તે વખતે વરસાદ તુટી પડયો. પવનના સુસવાટા ફૂંકાવા લાગ્યા. અને ટોળેવળતી માનવમેદની વિખરાઈ ગઈ. રાધારાણીની માળાઓ ન વેચાણી. તે બિચારી તેને હાથોમાં છૂપાવીને છાતી સરસી ભીડીને ધરે જતી હતી. મૂશળધાર વરસાદ મંડાયો હતો. ઘોર અંધકારમાં કશી સૂઝ પડતી ન હતી. અને તે બિચારી કુમળી કિશોરી "તેનાથી આગળ બોલી શકાયું નહિ. તેની આંખોમાં જળબિન્દુઓ ચળકવા લાગ્યાં. કંઠ રૂંધાવા લાગ્યો. રાધારાણીની આંખો પણ અશ્રુ ભરપુર હતી. આંખો લૂંછીને તે બોલી. 'જવા દો. બીજાઓની વાતો સાથે આપણને શું નિસ્બત. આપ આપની જ હકિકત કહોને.

તેણે કહ્યું. "નહિ નહિ. રાધારાણીની વાત મને પરાઈ નથી લાગતી. તેની દરેક વાત હું મારી પોતાની સમજું છું. જો સંસારમાં કોઈ દેવકન્યા હોય તો તે રાધારાણી જ છે. તેનાથી પવિત્ર તેનાથી સરળ અને તેનાથી

શુચિ હૃદયા બાળકી આ સંસારમાં મેં હજી સુધી તો નથી જોઈ, એની દરેક વાતોમાં અમૃતબિંદુ ટપકતાં હતાં. જો સંસારમાં મેં કોઈ સ્થળે સરળતા, સત્ય અને માધુર્યનો સંગમ ક્યાંય દેખ્યો હોય તો તે દસ અગીયાર વર્ષની કિશોરીમાં—એ રાધારાણીમાં—.એનો રૌપ્યઘંટા જેવો મધુર અવાજ મેં અન્ય કોઈ સ્થળે સુણ્યો નથી."

રુક્મિણીકુમાર. ખરેખર હવે તો એને રુક્મિણીકુમાર કહેવા જ બરોબર છે. રાધારાણી તેના મન સાથે બોલી રહી હતી.

"અને કદાચ આજ પુનઃ હું એ અમૃતભર્યો કંઠના શબ્દ શ્રવણ કરી રહ્યો છું."

તે વિચારમગ્ન હતા. "ત્યારથી આજ સુધીમાં કેટલાં દિવસો—મહિના—વર્ષો—પસાર થયા! પરંતુ આજે પણ એ કિન્નરકંઠ ભૂલી શકાતો નથી. મને તો એમજ લાગે છે કે કાલેજ મેં તેના શબ્દામૃતનું પાન ન કર્યું હોય! પરંતુ આ શું? આ સુંદરીનો કંઠસ્વર પણ મને એટલો જ પ્રિયકર અને અમૃતભર્યો કેમ લાગે છે? આની વાતો સુણતાં જ મને પેલી કિશોરીનું સ્મરણ કેમ તાજુ થાય છે? શું આ અપ્સરા દુર્લભ રૂપસુંદરી પોતે જ રાધારાણી તો નહિ હોય ને? નહિ. હું કેટલો મૂર્ખ છું? ક્યાં પેલી ગરીબ ભિખારણ અને ક્યાં આ વૈભવના શિખરે બિરાજેલી ઇંદ્રાણી સરખી ઐશ્વર્યવાન સુંદરી? અંધકારમાં હું એ તો જોઈજ ન શક્યો કે રાધારાણી રૂપાળી છે કે કુરૂપ છે? પરંતુ કદાચ એને આ લોકશ્રેષ્ઠ રૂપસુંદરીના સૌંદર્યનો થોડોક ભાગ

પણ મળ્યો હશે તો રાધારાણી પણ અત્યંત સૌંદર્યવાન ગણી શકાય."

આ તરફ રુક્મિણીકુમારની આ સ્થિતિ હતી. બીજી તરફ તેના વચનામૃતોનું પાન કરીને રાધારાણીનું હૃદય હર્ષોન્માદ અનુભવતું હતું. ખૂબ ધ્યાનપૂર્વક તે તેની વાતો શ્રવણ કરી રહી હતી; અને મન સાથે તે કહેતી હતી. " જે પ્રેમ રાધારાણી માટે તમે દર્શાવી રહ્યા છો તેવો જ પ્રેમ તે પણ તમારે માટે નહિ દાખવતી હોય ? આજ આઠ વર્ષે એ અભાગી બાલિકાના ભાગ્યના બંધ દરવાજા ખોલવાને તમે કયા લોકમાંથી આ પૃથ્વી ઉપર આવી ચડયા ? શું આટલા વર્ષોની મારી તપશ્ચર્યાનું ફળ મને આપવા આવ્યા છો ? પરંતુ શું તમે અંતર્યામી છો ? હું તમારી પૂજા લોકોને દેખાડવાના આશયથી નથી કરતી. મારા હૃદયના આંતર પ્રદેશમાં છૂપાવીને હું તમારી મૂર્તિને સેવું છું. તમે અંતર્યામી ન હો તો મારા દિલની આ વાત શી રીતે જાણો ?

આજ પ્રથમ વખત આ બે પ્રેમી પંખીડાઓ દિનમણીના પ્રકાશમાં એક બીજાના મુખ દર્શનનું પાન કરવા લાગ્યા. દષ્ટિ સ્થિર બની. બન્નેના હૃદય પ્રદેશમાં એકજ વાત રમી રહી હતી. " શું આવી સૌંદર્યતૃપ્તિ સંસારમાં અન્ય કોઈ સ્થળે સુલભ્ય છે ?

બન્ને અન્યોઅન્ય સ્થળ સમય ભૂલીને એક બીજાને નીરખવા લાગ્યાં. અતૃપ્ત નયનો, નયનો સાથે મળીને વાતો કરતાં હતાં. આખરે રાધારાણી બોલી. વિવશતા ભરપૂર હૃદયે તે બંદિવાન જેવી લાગતી હતી. તેની આંખોમાંથી

પુનઃ આંસુની હેલી વરસવા લાગી. આંસુઓની સાથે હર્ષનો સંગમ પણ ઈશ્વર જાણે ક્યાંથી થયો? તે શાંત નજ રહી શકી. અને બોલી " અત્યાર સુધી તો આપે પહેલી દુઃખણી મંદભાગીની બાલિકાની વાતો કરી. પરંતુ હવે એતો બતાવો કે હું આપના દર્શન શી રીતે કરી શકી?

રાધારાણીએ આ પ્રમાણે કહ્યું તો ખરું, પરંતુ તરત જ તેનું હૃદય ચિંતામગ્ન બન્યું. " મેં એવો પ્રશ્ન પૂછ્યો જ કેમ? જે મારા હૃદય મંદિરના દેવ છે—જેની મેં દિવસો સુધી મનોમન સાક્ષીએ પૂજા કરી છે. એને મારી આંખોની સામે નિહાળીને આવો પ્રશ્ન કેમ કર્યો ? "

પ્રશ્ન સાંભળતાં જ રુકિમણીકુમાર પણ શરમાઈ ગયા. અને બોલ્યા.

" હું એ રાધારાણીને ઓળખું છું. મેં તેને અંધારી રાતમાં નિહાળી છે. બહુ જ ઝાંખા પ્રકાશમાં મેં તેનું નિરીક્ષણ કર્યું છે. મારું હૃદય મને એમ કહ્યા કરતું હતું કે આ રાધારાણી મારી પેલી રાધારાણી તો નહિ હોય?"

" આપની રાધારાણી ?" આમ કહીને તે મોં મક-લાવવા લાગી. તેણે ગર્દન નીચી કરી.

રુકિમણીકુમારે તેનો આ ફેરફાર ધ્યાનપૂર્વક જોયો. તેને કંઈક શંકા ઉત્પન્ન થઈ. પરંતુ તેણે તે પ્રગટ ન કરી. અને તે મનોગત્ બોલ્યા." આવો પ્રશ્ન એણે કેમ કર્યો? તો શું આ ખરેખર પેલી જ છે? અને પછી તેણે રાધા-રાણીને કહ્યું.

" હા. મારી રાધારાણી, મેં તેને ફક્ત એકજ વાર—

અને તે પણ નિશાના અંધકાર વચ્ચે દેખી હતી. તેને તો આઠ વર્ષના વહાણા વાયા. પરંતુ હજી પણ હું તેને નથી ભૂલી શકતો. એટલે તો તેને મેં " મારી રાધારાણી " કહીને સંબોધી છે."

રાધારાણીએ કહ્યું. " વારુ ! ઠીક છે. આપની રાધારાણી ! કબુલ ! હવે આગળ તો કહો.

રુકિમણીકુમારે કહ્યું " મારા મનમાં તો ઝાંખી આશા બંધાણી હતી કે અહિં આવવાથી મને આઠ વર્ષ પહેલાં મળેલી રાધારાણી પૂનઃ મળશે. એવી જ આશામાં મેં કામાખ્યાનાથના પુત્રને પૂછ્યું હતું કે આ રાધારાણી કોણ છે ? પરંતુ એમને તો મને ખાસ કંઈ કહેવાની ઈચ્છા હોય તેવું લાગ્યું નહિ. પરંતુ તેણે તો મને બીજી વાતે ચડાવીને મૂળ વાત ભૂલાવવાનો પ્રયત્ન કર્યો. તેની ઈચ્છા સમજીને તેને પુનઃ પુનઃ આ વાતે ચઢાવવાનું મને યોગ્ય ન લાગ્યું. પરંતુ મેં એટલું તો પૂછ્યું " રાધારાણી રુકિમણીકુમાર નામના માણસની તપાસ શા માટે કરે છે ? શું આપ તે વાત ઉપર પ્રકાશ ફેંકી શકશો ? જો આપ કહી શકો તો કદાચ રુકિમણીકુમાર વિષે હું કંઈક માહિતી આપી શકું " મારા આ પ્રશ્નના ઉત્તરમાં તેઓએ કહ્યું. " તે શા માટે તપાસ કરી રહી છે તે વિષે તો હું કશું નથી જાણતો. મારા બાપુજી માહિતગાર હતા. કદાચ મારી બહેન પણ કંઈક જાણતી હોય. આપ આ વિષયમાં કંઈક કહી શકો તેમ છો તો હું મારી બહેનને પૂછી લઉં " આમ કરીને તે અંદર ગયો. અને થોડીજ વારમાં એક ચીઠી લાવી મારા

હાથમાં મૂકી, અને કહ્યું "બ્હેને પણ કંઈ ખાસ કહ્યું નહિ. કેવળ એટલું જ કહ્યું કે "રાજપુરમાં જેણે હાલમાં એક અનાથાશ્રમ ખોલ્યું છે તેને જઇને મળે" એજ પત્ર લઈને હું આપની આગળ ઉપસ્થિત થયો છું. આમાં મારો કશો અપરાધ તો નથી થતોને ?"

રાધારાણીએ કહ્યું. "આપે કશો અપરાધ કર્યો છે કે નહિ એ હું શી રીતે કહું? પરંતુ આપની વાત ઉપરથી મને એમ તો લાગે છે કે તમે ગંભીર ભ્રમમાં પડીને અહિં આવ્યા છો. તમારી રાધારાણી મારી પરિચિત છે કે કેમ તે પણ હું નથી કહી શકતી. પરંતુ તેની કશી હકિકત કહો તો તેનું ઠેકાણું કદાચ મળે ખરું ! જો હું આપને આપની રાધારાણીનું ઠેકાણું આપી શકું તોજ આપની મેં કંઈક સેવા કરી કહેવાય."

રુકિમણીકુમારે રથયાત્રાના મેળાની તે રાત્રે બનેલી સઘળી હકિકત કહી. પરંતુ તેણે રાધારાણીને કંઈ આપ્યું હતું અથવા કોઈ પ્રકારે સહાયતા કરી હતી તે વિષે તો કશું કહ્યું નહિ.

તેની વાતો સાંભળીને રાધારાણીએ કહ્યું "હું આપને ચોકખી વાતો કહું તો તેના માટે મને ક્ષમા કરશો. કારણ કે ચોકખી વાતો હંમેશાં કડુ હોય છે. આપનો સંપૂર્ણ વૃતાંત મેં શ્રવણ કર્યો. એથી તો મારા દિલમાં ખાત્રી થઈ છે કે આપ પરોપકારી પુરુષ નથી ! તેથી હું રાધારાણીના રહેઠાણથી વાકેફ હોય તો પણ આપને તે સ્થળ બતાવવાની તકલીફ જ ન ઉઠાવુંને ! આપે એક ખૂબ ગરીબ

બાલાની દુઃખદ પરિસ્થિતિ ચર્ચી. આપના હૃદયમાં જરા પણ દયા વસતી હોય તો અચૂક આપે તેને સહાય કરવી જોઈતી હતી. આપે એવી કશી વાત નથી કરી કે જે એમ માનવાને કારણ આપે કે આપના ઐશ્વર્યનો લાભ એ ગરીબ બાળાને મળ્યો હોય."

રુક્મિણીકુમારે કહ્યું: "હા. તમારી વાત તદ્દન ખરી છે. હું એવી કશી મહત્ત્વની મદદ નથી કરી શક્યો. તે દિવસે ઘર છોડીને સીધો જ હું નાવ ઉપરથી રથયાત્રાનો મેળો અને ઉત્સવ નિરખવા આવી ચડ્યો હતો. એટલે તો મેં મારું ખરું નામ પણ કોઈને ન કહ્યું; તેમજ મારો પરિચય પણ ન આપ્યો. રસ્તામાં જે જે વ્યક્તિ સાથે મુલાકાતનો પ્રસંગ સાંપડ્યો તે દરેકને મારું નામ 'રુક્મિણીકુમાર' છે એમજ કહ્યું, કારણકે કોઈ મારો સાચો પરિચય મેળવે એ મને શ્રેયસ્કર ન લાગ્યું. ત્રિજે પહોરે પ્રચંડ આંધી શરૂ થઇ અને મુશળધાર વરસાદ તૂટી પડ્યો તે વખતે મેં બોટ ઉપરથી ઊતરીને કિનારે પગ મૂક્યો તે સમયે મારી પાસે આપવા લાયક કશું હતું નહિ. છતાં પણ મારી પાસે જે કાંઈ હતું તે તો મેં તેને આપી જ દીધું હતું. પરંતુ તે કાંઈ મહત્ત્વની વાત નથી કે તે વિષે મારે આપને કશું કહેવાનું હોય. મેં તો નિશ્ચય કર્યો હતો કે કાલે સવારે આવીને તેના ખબર અંતર પૂછીશ. પરંતુ સંજોગોવશાત્ મારે તેજ રાત્રે કાશી જવું પડ્યું. મારા પિતાજી બીમાર પડી ગયા હતા, અને તેમણે મને તાર દ્વારા બોલાવ્યો હતો. હું કાશી ગયો અને લગભગ એક વર્ષ સુધી તેમની સેવા સુશ્રુષામાં મેં મારો સમય વ્યતિત કર્યો. વરસ દોઢ વરસે

જ્યારે પુનઃ હું ઘેર આવ્યો ત્યારે રાધારાણીની ખબર અંતર પૂછવા તેના ઘર તરફ હું ગયો હતો. પરંતુ ત્યાંથી તો તેનો તેમજ તેની માતાનો કશો પત્તો મળ્યો નહિ."

"આપને દુઃખ ન લાગે તો એક વાત પૂછું?"

"બેશક આપ પૂછી શકો છો."

"તે રાત્રે તો કદાચ આપ તેના ઝૂંપડામાં જ સૂતા હશો? આપ ત્યાં કેટલો વખત રહ્યા હશો?"

"બહુ જ થોડો વખત. રાધારાણીના ફૂલહારની જે કિંમત મેં આપી હતી તે જોવાને માટે તેણે અંદર જઈને દીવો સળગાવ્યો તે અરસામાં જ હું તેને માટે કપડાં ખરીદવા બજારમાં ચાલ્યો ગયો."

"બીજું કાંઈ આપ્યું હતું?"

"બીજું શું આપું? એક નોટ હતી, તે નોટને તેના ઘરમાં મેં ચૂપકીથી મૂકી દીધી."

"પરંતુ આવી રીતે નોટ ફેંકવી યોગ્ય ગણાય? તે અને તેની માતા તો એમજ સમજેને કે આપના ખીસામાંથી આ નોટ પડી ગઈ છે અને શરતચૂકથી રહી ગઈ છે.

"નહિ. એ નોટ ઉપર મેં પેન્સિલથી મારું નામ લખ્યું હતું. અને 'રાધારાણીના ઉપયોગ સારું' તેમ પણ સ્પષ્ટ લખ્યું હતું. એ રુકિમણીકુમારની એ રાધારાણી તપાસ કરતી હશે એવા જ સંભવથી આ જાહેરાત મેં મારી પાસે સાચવી મૂકી છે."

"એટલે તો હું કહું છું ને કે આપ ખૂબ કઠોર હૃદયના પુરુષ છો. દયાના નિર્મળ ઝરણાના પ્રવાહની શેરો

આપના હૃદયમાં ક્યાંથી ફૂટે? આપના દર્શનને માટે જે રાત્રી દિવસ......"

આમ કહેતા જ રાધારાણીની ડોક નીચી નમી. અને આંખોમાંથી આંસુનો ધોધ વહેવા લાગ્યો. સાથેસાથે તેણે શીર ઉપરની સાડી નજીક ખેંચીને આંસુના અવિરત પ્રવાહને છૂપાવી દીધો. સાચા મોતિની શેર જેવી અશ્રુધારા પર રુકિમણીકુમારની દૃષ્ટિ પડી કે નહિ તે તો પ્રભુને માલમ.

તે ત્યાંથી ઊઠીને તરત જ અંદર ચાલી ગઈ. રુકિમણી-કુમાર તેની પાછી આવવાની રાહ જોતાં ત્યાં જ શૂન્ય મન્સક બેસી રહ્યાં.

[ ૬ ]

અંદર જઈ રાધારાણીએ મોં લૂછ્યું. આંખો પાણીથી ધોઈને સાફ કરી, આંસુઓના ચિન્હોને મુખ ઉપરથી દૂર કર્યાં.

રુકિમણીકુમાર જ આવી પહોંચ્યા છે તેવી તેને સંપૂર્ણ ખાત્રી થઈ ચૂકી. " હું પણ એ જ રાધારાણી છું. બન્ને એક બીજાના હૃદયોમાં અન્યોઅન્ય પૂરાયેલા છીએ. પરંતુ હવે શું કરું ? હું રાધારાણી છું—તેમના દિલમાં જેની સ્મૃતિ વિસરાઈ નથી એજ રાધારાણી છું આવો વિશ્વાસ તેમને પણ બેસારી શકું. પરંતુ ત્યારપછી શું ? તેની નાત કઈ તેની તો માહિતી પણ નથી. હમણાં જ પૂછીને તેની પણ ખાત્રી કરી જોઉં. પરંતુ તે મારી જ્ઞાતિના ન હોય તો ? તેમનો અને મારો સંબંધ આ સંજોગોમાં થઈ શકે ? તો પછી તેની સાથે વધુ વાતો કરવાનું શું પ્રયોજન ? આજદિન પર્યંત જેના નામનું રટણ કર્યાં કરું છું તેનાં ભજનમાં જ જિંદગી કેમ પૂરી ન કરવી ?"

રાધારાણી વિચાર હિંડોળે ઝૂલી રહી હતી. તેની આંખોમાં પૂનઃ આંસુના વાદળ ઉભરાયાં અને

હૃદય થડકવા લાગ્યું. ઉભય અધર કંપવા લાગ્યા. ચક્ષુમાંથી આંસુની ધાર વહેવા લાગી. તેણે પૂનઃ આંખ અને મોં ધોઇને આંસુના વહેતા પ્રવાહને ખાળી રાખ્યો અને વિચાર સાગરના મોજાં હૃદયમાં અથડાવા લાગ્યાં.

"સમજો કે તે મારી જ જ્ઞાતિના છે. તો પણ શું થયું? તેમની ઉમર તો નાની નથી. પ્રભુતામાં પગલા નહિ માંડયાં હોય એમ તો ન જ કળી શકાયને! અને કદાચ લગ્નગ્રંથીથી જોડાઇ ગયા હોય તો પણ શું? નહિ. નહિ. એ નહિ જ બને? તેમનું નામ રટતાં રટતાં જિંદગીની સફર પૂરી થાય તે સારું છે. પરંતુ તેની પ્રથમ પત્નિની આંખની કણી બની રહું તે નહિ જ બને."

તો પછી હવે શું કરું? જ્ઞાતિ પૂછવાની જરૂર જ શું છે? તેને રાધારાણીનો પરિચય આપુ અને તેઓ કોણ છે તેની માહિતી મેળવું? રુકિમણીકુમાર તેનું સાચુ નામ નથી. જેને સ્મરીને જીવન વિતાવવું છે અને જેનું નામ લેતાં લેતાં જગત—માયા સંકેલવી છે તેનું નામ તો જાણું? બહેન વસંત? તેં સમજ્યા વગર તેમને અહિં શા માટે મોકલ્યા? તેને શું ખબર કે જીવન સમુદ્રનું આ રીતે મંથન કરવાથી કોઇને ભાગે કલ્યાણકારી અમૃત લાધે છે તો કોઇને ભાગે હળાહળ વિષ?"

"ગમે તે થાય. પરંતુ એકવાર તો તેને એની અસલી રાધારાણીનો ખરો પરિચય તો આપું." આમ વિચારીને તેણે જે વસ્તુને ખૂબ પ્રેમથી સાચવી રાખી હતી—જેને તે પોતાના પ્રાણથી પણ અધિક કિંમતી સમજતી હતી—તે નોટ

તેણે કાઢી અને પોતાની સાડીને છેડે બાંધી તે વિચાર કરવા લાગી.

"કદાચ વાતચીત કરવામાં મારું સૌભાગ્ય અનુકુળ થાય અને મારી ઇચ્છાની સિદ્ધી મળે એવું જણાય તો છેલ્લો પ્રસ્તાવ કોણ કરશે?" હૃદયમાં આ વિચાર ઉદ્‌ભવતાંજ રાધા-રાણી ખડખડાટ હસી પડી. હસતાં હસતાં તે બેવડી વળી ગઇ. અને કહેવા લાગી.

"રામ રામ. નહિ! વિવાહનો પ્રસ્તાવ હું નહિ મૂકી શકું. હા. આ માટે જો હું વસંતકુમારીને બોલાવું તો કેમ? હું બધું તેને જ સોંપી દઇશ. બે દિવસ રહે અને વાંચના-લયમાંથી પુસ્તકો વાંચ્યા કરે. તેમના માટે તો મેં સારાં સારાં પુસ્તકો વસાવ્યાં છે. પરંતુ બે દિવસ રહેવાનું તે મંજુર ન કરે તો? અહિં રહેવાથી તેમને નુકશાન જતું હોય તો તેમને રોકી રાખવાનો હું આગ્રહ પણ શી રીતે કરી શકું? આવુંજ પરિણામ આવે તે કરતાં હું પોતેજ વિવાહની માગણી કેમ ન રજુ કરું? શું તેમાં કંઈ બેહુદું લાગે છે? અંગ્રેજ લોકોની બાળાઓ શું કરે છે? આપણા દેશમાં આવો રિવાજ નથી તે બરાબર છે. પરંતુ મને અહિંની પ્રથા સાથે શું સંબંધ? આવી તક હું નહિ જ ગુમાવું."

આ વખતે તેના સુંદર વદન ઉપર વિષાદની ઝીણી વાદળી છવાણી. તે વિચાર કરવા લાગી. "પરંતુ એમ પણ ન જ બની શકે. અંગ્રેજોમાં પણ વિવાહની માગણી તો પુરુષો-દ્વારાજ રજૂ થાય છે. સ્ત્રીઓ દ્વારા તો નહિં જ. પરંતુ જો વિવાહની વાતને તે નહિજ છેડે તો હે ઇશ્વર હું આપને

પ્રાર્થું છું કે મારે શું કરવું ? આ લજ્જા જે મારા મુખને તાળુ વાસી રહી છે તેના દાયક પણ આપજ છો અને આ પ્રચંડ જ્વાળામુખી જેમાં હું સળગી રહી છું તેના ઉત્પાદક પણ આપજ છો. શું આ આગમાં લજ્જા બળીને ભસ્મિભૂત નહિ બને ? અનાથના નાથ ! કૃપા કરીને મને પવિત્રતાના પડદાઓ વચ્ચે ઢાંકી દો અને લજ્જાના જુઠા આવરણોમાંથી મને મુક્ત કરો. મારી ઉપર તમે દયાનો ધોધ વરસાવો કે જેની શક્તિમાંથી હું લજ્જાને વિસારી મનરચિત પ્રસ્તાવ રજૂ કરી શકું.

ઈશ્વરે કદાચ તેની આ પ્રાર્થના પણ સાંભળી. કપટ રહિત—વિશુદ્ધ હૃદયથી જે કંઈ કહેવામાં આવે છે તે ઈશ્વર અવશ્ય સાંભળે છે. રાધારાણી હસતી, ખેલતી, ખુશખુશાલ ચહેરે રુકિમણીકુમારની સમીપમાં આવી.

તેના આવતાંજ રુકિમણીકુમાર બોલી ઊઠયા. " આપે નતો મને છૂટો કર્યો તેમ જે વાત મેળવવાના આશયથી હું અહિં આવ્યો હતો તે વિષયમાં પણ કશું ન કહ્યું. તેથી તો હજુ સુધી હું અહિં બેસી રહયો છું. "

" આપ રાધારાણીને માટે આવ્યા છો એ હું જાણું છું. ભૂલી નથી ગઈ. આ મકાનમાં પણ એક રાધારાણી રહે છે. તે આપને પોતાનો પરિચય આપશે કે નહિ તે જાણવાને માટે હું આપને અહિં બેસારીને અંદર ગઈ હતી."

" શું નિર્ણય કર્યો ? "

રાધારાણીએ એકવાર પૂનઃ નિચે જોયું. લલાટ ઉપર વિખરાયેલી લટોને ઠીક કરી. પછી તેણે એજ ઓરડામાં રાખેલી એક પત્થરની મૂર્તિની સામે નિહાળ્યું. રુકિમણી-કુમારની તરફ જોવાનું તે સાહસ ન જ કરી શકી. તેણે

કહેવા માંડયું. " આપ તો કહો છો કે આપનું મૂળ નામ રુક્મિણીકુમાર નથી. બિચારી રાધારાણી પોતાના હૃદયમાં જેની પૂજા કરે છે, જે તેના મનમંદિરમાં બિરાજેલા દેવતા છે— તેમના મૂળ નામની પણ આજદિન પર્યંત તેને બિચારીને ખબર નથી."

રુક્મિણીકુમારે કહ્યું. " તમે કેમ જાણ્યું ? કોણે કહ્યું કે રુક્મિણકુમાર રાધારાણીના મનમંદિરના આરાધ્ય દેવ છે ?"

ખરેખર રાધારાણીના હૃદયમાંથી આપોઆપ આ ઉદ્દગારો સરી પડચા હતા. પોતાના મનોવેગને તે ન શમાવી શકી. પરંતુ હવે તો તેના હૃદયમાંથી સરી પડેલી વાણીને ખેંચી પણ કેમ શકે ?

" નહિ. એ તો મેં ફક્ત શિષ્ટાચારના અંગે કહ્યું છે. કોઈ સજ્જન પુરુષનું નામ પૂછવું એ સભ્યતાથી વિરૂદ્ધ હશે !

" મારું નામ દેવેન્દ્રનારાયણ રોય છે."

હવે રાધારાણીએ બન્ને હાથ જોડીને પ્રભુની સ્તુતિ કરી. " પરમાત્મા ! તારી દયા અનંત છે. તારી માયા અપાર છે." પછી તેણે રુક્મિણી કુમારને કહ્યું.

" રાજા દેવન્દ્ર નારાયણ રોયનું નામ મે સાંભળ્યું છે."

" લોક તો રાજા કહ્યા કરે છે. પરંતુ હું તો એમ માનું છું કે જે મને કુમાર કહીને સંબોધે છે તેજ મારું સાચુ સન્માન કરે છે.

" હવે હું ચિંતામુક્ત બની. મને એ જાણીને અત્યંત આનંદ થાય છે કે તમે મારીજ જ્ઞાતિના છો. અત્યાર સુધી તો હું ભ્રમમાં પડી હતી. આપના જેવા અતિથીના પગલાથી

હું ધન્ય બની. એ દિવસ અહિં રહેવાની અને આપના જેવા મહેમાનની યત્કિચિંત સેવા કરવાની તક આપવાની હું પ્રાર્થના કરૂં છું."

"આ વાત તો પછી પણ કરી શકાય છે. આપ કૃપા કરીને કહો કે આપને ત્યાં જે રાધારાણી રહે છે તે કોણ છે?"

"પહેલા આપ જમી લો. તેની વાત પછી કરીશ. તેનો પૂરેપૂરો પરિચય આપીશ."

"હૃદયમાં વિચારો દોડતા હોય અને ગભરામણ છૂટતી હોય તે વખતે ભોજન પણ અપ્રિય થઇ પડે છે."

"રાધારાણીને માટે આટલી ગભરામણ? આટલી ચિંતા? એમ કેમ?"

"એમ કેમ?" તેનો જવાબ મારી આગળ નથી. હા. છેલ્લાં આઠ વર્ષોથી હું હંમેશાં તેની ચિંતા કરતો રહ્યો છું. અને સંભવ છે કે આ ગભરામણ તે ચિંતામાંથી જ જન્મી છે."

"એકદમ તેની મુલાકાત કરવામાં અને તેનો પરિચય આપવામાં મને તો સંકોચ થાય છે. હું એને આપની સાથે મુલાકાત કરાવી દઉં તો શું કરશો?"

"શું કરું. એને એકવાર નિરખીશ."

"શું ફક્ત તેને નિરખવા માટેજ આપનું હૃદય આઠ વર્ષ સુધી વિંધાયા કર્યું છે"

"બીજું શું કરું? સંસારમાં અનેકરંગી મનુષ્યો વસે છે."

"વારુ' આપ જમીલ્યો. ક્ષુધાતૃપ્તિ પછી આપની રાધા-રાણીને આપની સેવામાં હું હાજર કરીશ. સામેની દિવાલમાં આયનો લટકે છે. તેમાં આપ તેને જોઇ શકશો. તે ખુબ

શરમાળ છે. આપની સામે આવવામાં તેને સંકોચ થશે."

"કેમ? સન્મુખ બોલાવીને તેને એકવાર જોવરાવવામાં શું હરકત છે? મારા હૃદયમાં કોલાહલ મચ્યો છે તે આપ શી રીતે સમજી શકો? આજ આઠ વર્ષથી......"

એકબીજાના હૃદયમાં પરિચયની સળંગ કડી સંધાતી હતી કે નહિ તે તો ઈશ્વર જાણે. પરંતુ બન્નેની વાતો ગાઢ પરિચયની ઢબે ખીલવા લાગી. દેવેન્દ્રનારાયણની વાતને વચમાં જ કાપીને રાધારાણી બોલી ઉઠી "પરંતુ એ વાત ઉપર તો વિશ્વાસ નથી બેસતો કે આપે એને જોયે આઠ વર્ષ પસાર થયાં. એ વખતે એની ઉમર કેટલી હશે?

"દસ અગિયાર વર્ષની નાની કિશોરી"

"અગિયાર વર્ષની એક બેસમજ નાદાન બાલિકા ઉપર આપનો આટલો અનુરાગ? એ કેમ બની શકે?"

"કેમ? એમાં આશ્ચર્ય જેવું શું છે?"

"મેં તો આવુ ક્યારેય સાંભળ્યું પણ નથી"

"તો પછી તેને કુતુહલ સમજો"

"શેનું કુતુહલ?"

"જો આપને મારી વાતમાં વિશ્વાસ ન હોય તો એમ જ માનો કે તેને જોવાની ઉત્કંઠા છે. ફક્ત એક વાર દિલભર તેને નિહાળવાની ઉત્સુક આકાંક્ષા છે."

"સારી વાત છે. આપને તો તેને જોવી છે ને! આપ તેને સામેના પેલા આયનામાં નીરખી શકો છો!"

"કેમ અહિં બોલાવવામાં કશી હરકત છે?

"તે કુળવંતી લલના છે. આપની સન્મુખ તે શી રીતે આવી શકે?"

"તો તમે મને મળવાનું શી રીતે સ્વિકાર્યું"

"થોડી જર જમીન છે. તેની સંભાળ ખુદ મારેજ કરવી પડે છે. એટલે મારે તો પુરુષોને પ્રસંગોવશાત મળવું પણ પડે છે. સ્વામીની આજ્ઞા સિવાય તે......

"સ્વામી ?" દેવેન્દ્રનારાયણે સફાળ કહી નાખ્યું."

"એમાં ચોંકી શું ઊઠયાં ?"

"શું તેના લગ્ન પણ થઈ ચૂકયાં ?"

"કેમ ? આટલી ઉંમરે ય વિવાહ ન કરે. તેણે ઓગણીસ વસંતો પસાર કરી. હિંદુ સંસારમાં આટલો વખત સ્ત્રીઓ કુંવારી રહી શકે ?"

રાજા દેવેન્દ્રનારાયણે ઘણો સમય વ્યતિત કર્યો. શિર-પર હાથ મૂકીને તેનું દિલ વિચારસાગરમાં ડૂબી ગયું. ચિંતાના આવરણોમા તેની વિચારશક્તિ ઢંકાઇ ગઇ. રાધારાણીએ કહ્યું. આપ શું ચિંતામાં પડી ગયા ? શું આપે તેની સાથે લગ્ન કરી નાખવાનો પણ વિચાર કર્યો હતો ?"

"મનુષ્ય શું ન વિચારે ?"

"શું આપની આ ઇચ્છા રાણીજીને પણ માલુમ પડી છે ?

"રાણીજી કોણ ? રાધારાણીની અને મારી મુલાકાત પહેલાં જ મારી પત્નિ ગત થઈ છે."

આ સાંભળીને પુનઃ રાધારાણીએ ઇશ્વરને પ્રણામ કર્યા. અને કહ્યું." ભગવાન ! થોડો વખત મને સાહસ અને બળ આપ." અને પુનઃ પોતાના પનોતા પરોણા તરફ જોઇને તેણે કહ્યું. "કેમ હવે તો આપે સાંભળ્યુંને કે રાધારાણી

પરણિતા છે ? કેમ હજી પણ આપ એને જોવાની ઇચ્છા રાખો છો ?"

"કેમ નહિ ?"

"શું પરસ્ત્રીની મુલાકાત લેવી એ આપના જેવા સજ્જન મનુષ્યને માટે ઉત્તમ ગણાય ? શું એમાં આપની શોભા વધે છે ?"

"પરંતુ મને એ જ નથી સમજાતું કે રાધારાણીએ મારી તપાસ શા આશયથી કરી હતી ? તેની મુલાકાત થઈ શકે તો તેને પૂછી શકું.

"આપે રાધારાણીને જે કંઈ આપ્યું છે તે પાછું લેવાનો વિચાર છે કે શું ?"

"હા. મેં જે કંઈ તેને આપ્યું છે તે બધુય પાછું મળે તો સ્વિકારવા ખૂશી છું.

"કહો તો ખરા. આપે તેને શું આપ્યું છે ?"

"એક નોટ...— "

"લો." કહેતાંજ પોતાની સાડીને છેડે બાંધેલી નોટ રાધારાણીએ કાઢીને દેવેન્દ્રના હાથમાં મૂકી. તેણે હાથમાં લઇને જોઇ. તેની ઉપર પોતાનાજ હાથના લખેલા અક્ષરો અંકિત થયેલાં હતાં. જે કાંઈ તેણે લખ્યું હતું તે બધું તેવીજ સ્થિતિમાં મોજુદ હતું. તે બધું જોઇને તેણે કહ્યું. "શું રાધારાણીના પતિએ આ નોટ ને કદિ જોઇ છે ?"

"ક્ષમા કરશો. હું આપની આગળ ખોટું બોલી છું. રાધરાણી તો હજી અપરણિતા—કુંવારી છે."

"તો શું આટલામાં જ મારું કરજ પૂર્ણ થયું ?"

"હવે શું બાકી રહે છે ?"

"બે રૂપિયા અને બે સાડી."

"આપ તો મહાપુરુષ છો. જો આપનું લેણું સંપૂર્ણ ચૂકવાઈ જાય તો આપ ભોજન કરવા પણ રોકાઈ લેવા નથી, બાકી આપનું કરજ પણ ચૂકતે મળશે. ધીરજ રાખો. આપ શાંતિથી જમી રહો. રાધારાણી આપની રાતી પાઈ પણ બાકી નહિ રાખે."

"તો શું મારું લેણું એટલું જ છે ? તેની પાસેથી મારે તો ખૂબ લેવાનું રહે છે."

"બીજું શું છે. એ તો કહો ?"

"હૃદય અને આત્મા મેં તેને સ્વાધીન કરેલ છે. તેના બદલામાં મને શું મળશે ?"

"તેના બદલામાં આપને જે કંઈ મળવાનું હતું તે તો ઘણા દિવસો પૂર્વે મળી ગયું છે. રાધારાણીએ પણ તેનું સર્વસ્વ આપને અર્પણ કર્યું છે. એથી વિશેષ આપ શું ઈચ્છો છો ?

"અને વ્યાજ ?"

"બરોબર. વ્યાજ પણ મળશે. ચિંતા ન કરો. શુભ ચોઘડીયે શુભ લગ્નથી રાધારાણી આપની બનશે. રૂપ અને યૌવન તે આપને ચરણે ધરીને વ્યાજ ચૂકવશે. પછી તો રાધારાણીને આપ ઋણમુક્ત કરશોને ?"

પછી રાધારાણી ત્યાં ન ઊભી રહી શકી. તે ત્યાંથી ઊઠીને અન્યત્ર ચાલી ગઇ.

[ ૮ ]

**રાધારાણીની** આજ્ઞા થતા જ કારભારીએ મહેલની ભિતરમાં પ્રવેશ કર્યો. પોતાની માલિકનની સૂચના અનુસાર રાજા દેવેન્દ્ર નારાયણ રોયને બહારના બંગલામાં સન્માન-પુર્વક ઊતારો આપ્યો. તેમની દરેક પ્રકારની સેવા ચાકરી કરી. વખતસર તેમને મેહેલમાં લઈ જઇને ભોજન લેવરાવ્યું. રાધારાણીએ પોતે જ તેમને ભોજન પિરસ્યું. ભોજન વીધી સંપૂર્ણ થાય ત્યાંસુધી પોતાના વ્હાલસોયા અતિથીની સેવામાં તે ખડે પગે ઊભી રહી.

ભોજન પત્યા પછી રાજા દેવેન્દ્રને માટે આરામની વ્યવસ્થા કરી હતી. જેવા તે આરામગૃહમાં ગયા તેવા જ રાધારાણીએ તેમને કહ્યું. "હજુ પણ બે રૂપિયા અને બે સાડી આપની મારી આગળ બાકી છે. રૂપિયાનો તો મેં વ્યય કરી નાખ્યો છે. અને સાડીઓ પણ પહેરી ફાડી છે. તેના બદલામાં મેં જે કંઇ આપને આપવાનો નિર્ણય કર્યો છે તેનો સ્વિકાર કરીને મને ઉપકૃત કરશો."

આમ કરીને રાધારાણીએ એક સુંદર મખમલની ડબ્બીમાંથી મૂલ્યવાન રત્ન જડિત હાર કાઢીને તેના ગળામાં પહેરાવવા આગળ વધી. દેવેન્દ્ર નારાયણે તેને સ્વિકારવાની

અશક્તિ દર્શાવીને કહ્યું. "જો આ રીતેજ તારે ઋણ મુક્ત થવું હોય તો મારે પણ એવીજ રીતે મારી રકમ લેવાની ઇચ્છા છે. તારા ગળામાં જે હાર છે એ જ મને સ્વાધીન કરી દે."

"રાધારાણીએ એમની વાતનો સ્વીકાર કર્યો. પોતાના ગળાનો હાર કાઢીને તેણે તેમના ગળામાં પહેરાવી દીધો."

"તું તો હવે હર પ્રકારે ઋણ મુક્ત થઈ. હવે તો હું ઉલટો તારો ઋણી બન્યો."

"કેમ?"

"કેમ શું.? તારી પાસેથી અંધારામાં મેં ફૂલોની માળા ખરીદી હતી તેનું મૂલ્ય તો તને હજી મળ્યું જ નહિ. તેં તો બધુ મને પરત કર્યું. પણ હું શા માટે ઋણી બનું? લો. પેલી ફૂલ માળાઓના બદલામાં આ હાર હું તને પાછો આપું છું."

આમ કહીને પોતાના ડગલાના બટન ખોલીને તેણે સાચા મોતિની એક માળા કાઢી. અને તેણે રાધારાણીના ગળામાં પહેરાવી.

આ રીતે આ તરફ માળાઓનો વિનિમય થતો હતો. તેજ વખતે તેના ઓરડાની બહાર કોઈએ બહુજ જોરથી શંખ ફૂંક્યો.

"કોણ છે?" રાધારાણીએ બૂમ મારી?

રાધારાણીની ચિત્રા નામની દાસીએ કહ્યું. "હું છું. બા"

"શંખ કેમ વગાડી રહી છે?"

"ઇનામ લેવાની આશાથી"

ચિત્રાને એ જ વખતે ઇનામ આપવામાં આવ્યું એ કહેવાની કશી જરૂર નથી. પરંતુ આ તો એક ઢોંગ હતો. ખુદ રાધારાણીએ જ એને ભણાવી ગણાવીને શંખ ફુંકવાને માટે તૈયાર કરી રાખી હતી.

આ પછી તો દેવેન્દ્રનારાયણ અને રાધારાણીએ પેટ-ભરીને વાતો કરી. દેવેન્દ્રનારાયણ આશ્ચર્યમુગ્ધ થયાં કે એક વખત ફૂલના ગજરાઓ વેચીને ગુજરાન કરવાના મનસુબા ઘડતી ગરીબડી રાધારાણી લાખોની માલિકન શી રીતે બની? ક્યાં એકાદ પૈસાને ઝંખતી રાધારાણી અને ક્યાં અપાર દોલતની એક માત્ર સ્વામિની રાધારાણી! તેના મનમાં રમતા ભાવોને ચકોર રાધારાણી ત્વરિત સમજી ગઈ. તેણે રથયાત્રાના મેળાથી શરૂ કરીને અત્યાર સુધીની દરેક હકીકત કહી. તેની વિધવા માતાનો આ વૈભવ કેવી રીતે લૂંટી લેવામાં આવ્યો હતો. અતાગ દુઃખસાગરમાં તેની માતા કેટલી મુશ્કેલીઓ સહન કરતી હતી. લંડન સુધી મુકદમો લડવામાં તેની માતાએ મરણ મૂડી પણ ખર્ચી નાખી હતી. એ દરેક હકીકત તેણે દેવેન્દ્રને સવિસ્તર સમજાવી. કામાખ્યાનાથ પોતાને ત્યાં લઇ આવ્યા, માતા મરણને શરણ થઇ અને તેની સૂચનાથી રુક્મિણીકુમારની તપાસ શરૂ કરી વગેરે ભૂતપૂર્વ કથની તેણે દેવેન્દ્રને કહી. આ હકીકત કહેતી વખતે તેના મુખ ઉપર અનેકવિધ ભાવો તરી ઉઠતા હતા. ક્યારેક મલકાતી, ક્યારેક શરમાતી અને ક્યારેક દુઃખની આછી વાદળીથી મોં છુપાવી જતી તે બોલ્યેજ જતી હતી. હાસ્ય અને રૂદન ઉભયના આવાગમન વચ્ચે તેણે આખો ભૂતકાળ તેના ભાવિ પતિને કહી દીધો. પ્રેમ

ભૂખી આ ચાતકી તેના અંતરના દેવને પ્રેમગોષ્ટીથી નવરાવવા લાગી અને પોતે પણ પ્રણયામૃતનું મધુરું પાન કરવા લાગી. કાળા ઉનાળાના ધોમધખતાં તાપમાં તપેલા પહાડને વર્ષાની ધારા જે શિતળતા આપે તેવીજ શિતળતા તેની હૃદયશક્તિની વાણી ધારામાંથી દેવેન્દ્રને લાધી.

" તારે તો કોઈ સગા સબંધી નથી. છતાં બાળકોના કિલકિલાટ, સ્ત્રીઓના મધુર રણકાર અને પુરુષોના કોલાહલથી તારું મકાન ભર્યું ભાર્યું કેમ દેખાય છે ? "

" વિપત્તીના દિવસોમાં—મરણોન્મુખ સ્થિતિમાં મારું કોઇ સગું નહોતું. પરંતુ હવે તો મારા દુઃખના દિવસોની અવધ પૂરી થઈ છે. એટલે મારા કુટુંબીજનોની પણ કમી રહી નથી. આ ઉમરમાં એકાએક જીવન ગાળવું સહેલું નથી. એટલા માટે આ લોકોને સન્માનપૂર્વક મેં અહિ રાખ્યાં છે."

" આ લોકોમાં કોઈ એવી વ્યક્તિ પણ છે કે જે કન્યાદાન આપી શકે ?

" હા. એ પણ છે. "

" તો પછી શુભ મુહુર્ત અને શુભ લગનની રાહ જોવામાં શા માટે વખત વ્યય કરે છે ?

" નહિ. હજી સુધી તો બધું બરોબર ઊતરે છે. મારા કહ્યા સિવાય પણ દરેક જણ મૂળ હકિકતથી માહિતગાર બન્યાં લાગે છે. તમારા મારી સાથેના આ મિલનથી જ તમે કોણ છો તેવું અનુમાન કરી લેવું દરેકને માટે સુગમ જ છે.

"બરોબર પરંતુ ઢીલ કરવાનું પ્રયોજન ?"
રાધારાણીએ ચિત્રાને બોલાવી. તે આવી. અને તેને કહ્યું "કેમરે ! શું વખત છે ?"

"જી હા. કારભારી સાહેબે પુરોહિતને બોલાવ્યાં હતાં. તેણે આવતી કાલનું મુહુર્ત નક્કી કર્યું છે."

કારભારીએ કામાખ્યાનાથને ઘરે ખબર કહેવરાવ્યા. વસંતકુમારી તેના સહોદરો સાથે આવી પહોંચી. અન્ય લોકો પણ આવી પહોંચ્યા. રાજા દેવેન્દ્રનારાયણને ઘરે પણ સમાચાર પહોંચ્યા. તે સ્થળેથી પણ ઘણા લોકો આવ્યાં વિવાહની તૈયારી શિઘ્ર શરૂ થઈ ચૂકી હતી.

વસંતને દેખીને જ રાધારાણી બોલી ઊઠી."

"કેમ બેન. તારી અક્કલ ઉપર પાણી ફરી વળ્યું હતું ?"

"કેમ મેં શું કર્યું ?"

"જેને તેને ચીઠ્ઠી લઈને મારા મહેલમાં મોકલતાં પહેલાં કંઈ વિચાર થાય છે ?"

"કેમ બેનબા. મારી ચીઠ્ઠી લઈને મહેલમાં દાખલ થનાર પુરુષે તારું શું બગાડ્યું ? તેણે એવું શું વિતાડ્યું ? એવી—લૂંટ ચલાવી કે તું મારી ઉપર ખફા દ્રષ્ટિ કરી રહી છે ?"

રાધારાણીએ વસંતકુમારીને બધી હકિકત કહી. તેના દિલની હકિકત અન્ય કોઈને કહેવા જેવી ન હતી.

તેની વાતો સાંભળીને વસંતકુમારીએ કહ્યું" હા.

બ્હેન. ખરેખર મેં ભૂલજ કરી છે. કારણકે તારા લેણ-દારને મેં તારા ઘરનું ઠેકાણું જ નહિ પણ તારા ઘરમાં પ્રવેશ કરવાની ચાવી સુદ્ધાં લખી આપી.

"તો તું તારો ગુન્હો કબૂલ કરે છે ને?"

"કેમ નહિ. મારેજ અંગે તેણે તારૂં સર્વસ્વ લૂંટી લીધું. દેખીતો ગુન્હો હું નાકબૂલ શી રીતે કરૂં?"

"ખરેખર, તો આ અપરાધના બદલામાં તને પેલી ફાંસી ઉપર લટકાવીશ. ઓછામાં ઓછું એક વરસ તો તારે ત્યાં લટકવું જ પડશે." આમ કહેતાં જ દેવેન્દ્રને જે હાર પહેરાવવા તૈયાર થઈ હતી તેજ હાર પોતાની પ્યારી સખી વસંતકુમારીના ગળામાં તેણે પહેરાવી દીધો.

સમાપ્ત